ओ३म्

# नायि–वर्ण–निर्णयः

वेदादि–विविध–शास्त्र–प्रमाण–समन्वितः

ज्वालापुरीय–गुरुकुल–महाविद्यालय–मुख्याध्यापकानां
सकल–शास्त्र–पारगानां, श्री ६ पण्डित भीमसेन शर्मणां
शिष्येण—
श्रीमत्पण्डितदीपचन्द्रात्मजेन
रेवतीप्रसाद शर्मणा निर्मितः

અનુવાદક તથા પ્રકાશક:—
ભક્ત શિવરામ શર્મા, મંત્રી.
ગુજરાત કાઠિયાવાડ નાયી બ્રાહ્મણ સભા.—નડિઆદ.

સંવત ૧૯૭૯ સને ૧૯૨૩

સૃષ્ટિસંવત્સર: ૧૯૭૨૯૪૯૦૨૪

વસંત મુદ્રણાલયમાં ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ છાપ્યું.
સીવીલ હોસ્પિતાલની સામે—અમદાવાદ.

પહેલી આવૃત્તિ
પ્રત ૧૦૦૦

કિંમત દશ આના.

# ના. બ્રા. પુસ્તકફંડના જિંદગી પર્યંતના સભાસદો.

૧ ભક્તશ્રી શિવરામ શર્મા, વસો.
૨ ભક્તશ્રી નારાયણ ફુલચંદ શર્મા, પેટલાદ.
૩ શ્રી વાડીલાલ જેઠાલાલ શોર્ટર, અમદાવાદ.
૪ શ્રી મોતીલાલ મથુરદાસ, ડભાણ.
૫ શ્રી શંકરલાલ છગનલાલ વૈદ્ય, નડિઆદ.
૬ શ્રી ગોપાળદાસ ભુલાભાઈ તલાટી, ડાસરો.
૭ શ્રી ભીખનપ્રસાદ પીતાંબરજી શર્મા, જોગણ.
૮ શ્રી સોમાભાઈ ફુલાભાઈ માસ્તર, મહેમદાવાદ.
૯ શ્રી સોમેશ્વર વિઠ્ઠલદાસ શર્મા, કપડ઼પુર.
૧૦ શ્રી જીવરામ ભાઈચંદ શર્મા, ખુંટજ.
૧૧ શ્રી જેયતારામ લાલજી શર્મા, સામલી.
૧૨ શ્રી ફુલચંદ મગનલાલ માસ્તર, અમદાવાદ.
૧૩ શ્રી પુરુષોત્તમ ધુળાભાઈ માસ્તર, નાંડઆદ.
૧૪ શ્રી નારણભાઇ કુબેરભાઇ માસ્તર, સોજીત્રા.
૧૫ શ્રી રણછોડભાઈ ભાઇજીભાઈ નાયી બ્રાહ્મણ, પેટલાદ.
૧૬ શ્રી ડાહ્યાભાઇ ભુલાભાઈ, નડિઆદ.
૧૭ શ્રી બાબરભાઈ પ્રભુદાસ નાયી બ્રાહ્મણ, વસો.
૧૮ શ્રી રામજીભાઈ જુઠાભાઇ હીરાણી, જેતપુર.
૧૯ શ્રી પુંજાભાઈ ગોકળભાઇ વાળા, કરાંચી.
૨૦ શ્રી હરજીવનદાસ મકજીભાઇ કમ્બોયા બી. એ. લીંબડી
૨૧ શ્રી ધુળાભાઇ હરિભાઇ આર્ય દેદરડા.
૨૨ શ્રી નાથાલાલ લલ્લુભાઇ શર્મા, નીસરાયા.
૨૩ શ્રી મગનલાલ છગનલાલ પારેખ, નડિઆદ.
૨૪ શ્રી કુબેરદાસ માધવજી, ભાવનગર.
૨૫ શ્રી કેશવલાલ નારણદાસ ભકત, હલદરવાસ.

ओ३म्

लगभग तीन मास हुये कि गुजरात के कुछ सज्जनोंने "नायी वर्ण निर्णय" का गुजराती अनुवाद प्रकाशित कराने की हमें प्रेरणा की और अनुवाद करा देनेका भी वचन दिया। हमारे पास दो अनुवाद पहुंचे। मैंने दोनोंको नायी ब्राह्मण महासभा भारत आगरा (अखिल भारतीय नायी ब्राह्मण महासभा, कानपुर) के समक्ष प्रस्तुत कर दिया। ता. ४-११-२२ ई. की बैठकमें महासभाने निश्चय किया कि:—

"नायी ब्राह्मण सभा नडिआद (गुजरात काठियावाड नायी ब्राह्मण सभा, नडिआद) को 'नायी वर्ण निर्णय' का श्री भक्त शिवराम शर्मा कृत अनुवादका प्रथम संस्करण प्रकाशित करनेकी अनुमति दीजावे।"

इस अनुमतिके अनुसार यह अनुवाद प्रकाशित होता है, एतदर्थ गुजरात काठियावाड नायी ब्राह्मण सभा, नडिआद को धन्यवाद।

यह अनुवाद हिन्दी 'नायी वर्ण निर्णय' के दूसरे संस्करणका है। तथापि कुछ और बातेंभी बढा दी गई हैं जो हिन्दी के तीसरे संस्करण में होंगी।

शरत्पूर्णिमा सं. १९७८ रेवतीप्रसाद शर्मा
३९ दया. ग्रन्थकर्ता.

# અનુક્રમણિકા.



# નિવેદન.



---

આજે મને ગુજરાતી નાયી બ્રાહ્મણોની સમક્ષ "નાયી વર્ણ નિર્ણય"નો અનુવાદ રજુ કરતાં અત્યાનંદ થાય છે. જેટલો આનંદ મને થાય છે તેટલોજ બલ્કે તેથી પણ અધિક આનંદ મારા ભાઇઓને અને બીજા લોકોને પણ થશે. કારણ કે ઘણા વરસે આપણુને આપણી અસલ સ્થિતિનું ભાન આવ્યું છે.

ભારતવર્ષમાં આપણી સેના લાખો ભાઈબ્હેનોની છે, તેમાં આપણી સ્થિતિ તો વિચિત્રજ છે એટલે આપણા માટે—આપણી ઉન્નતિના માર્ગદર્શક રૂપ આ "નાયી વર્ણ નિર્ણય' આશીર્વાદ સમાન છે. એમાં અનેક રીતે દાખલા દલીલોથી, રૂઢિથી અને શાસ્ત્રના આધારે બ્રાહ્મણુત્વ સિદ્ધ કરવામાં આવ્યું છે. જેમ જેમ તમો તેનું મનન કરતા જશો તેમ તેમ તમોને વધુને વધુ ચોકસાઇ થતી જશે.

આપણે પોતેજ ઉત્પન્ન કરેલા ભેદભાવ, સ્વાર્થવૃત્તિ અને દ્વેષભાવને લીધે દુઃખ ભોગવીએ છીએ. ઘણા વર્ષથી આપણી દુર્દશા થયેલી છે. સૌ કોઈ પોતાની અસલ સ્થિતિ ભૂલી જઇ ઉંડા અંધારા કુવામાં પડયા છે એ દુઃખપ્રદ વાત આ સ્થળે યાદ આવે છે.

કોઇ પણ દેશ, પ્રજા, વ્યક્તિ કે જાતિ પર દુઃખનુ વાદળ ચઢી આવે છે તે તેના પોતાનાજ પાપનુ ફળ છે. પોતાની ભૂલ સિવાય પોતાની અધોગતિ થતીજ નથી. જ્યા સુધી દુર્ગુણ રૂપી અંતઃશત્રુઓ ઉત્પન્ન ન થાય ત્યા સુધી મગદૂર નથી કે કોઇ બાહ્ય વ્યક્તિ આવી આપણને નુકશાન કરી શકે. સ્થુલ દૃષ્ટિથી ભલે એમ કહેવામા આવે કે અમુક આપણી અધોગતિ કરી પરંતુ સુક્ષ્મ દૃષ્ટિથી તપાસ કરીશુ તો માલૂમ પડશે કે આપણી અધોગતિ કરનાર આપણે પોતે જ છીએ. બીજા કારણ છે જ નહિ એવુ મારૂ કહેવુ નથી. બીજાં કારણ પણ છે અને તે ગ્રંથના લેખકે આપણને છિન્નભિન્ન કરી સમજાવ્યા છે. પણ તે એટલુ બધુ તો નુકશાન નજ કરી શકે. સાચા શત્રુ તો આપણે પોતે જ છીએ. આપણી નિર્બળતાનો, આળસનો ક અવિદ્યાનો લાભ બીજા લોકો લે એ સ્વાભાવિક છે એટલે આપણે બીજાનો દોષ કાઢવા કરતા આપણો પોતાનોજ દોષ કાઢીએ એ સારૂ છે. તેમા બ્રાહ્મણ, મુસલમાન, પાટીદાર, વગેરે લોકો તરફથી આપણને વધારે શોષવુ પડયુ છે. એટલે આપણે આપણ કર્તવ્ય ભૂલ્યા ને અન્ય કાર્ય કરવા લાગ્યા. હવે ગયેલી વાતનો શોચ કરવો ઇષ્ટ નથી. પ્રશ્ચાતાપ કરવાનો વખત નથી પણ કામ કરવાનો છે. અત્યારે તો આપણે આપણી થયેલી ભૂલને સુધારવાની છે. આપણે જો આપણી ભૂલ સુધારીશુ તો અવશ્ય આપણો વિજય ધ્વજ હતો તે સ્થાને ફરીથી ફરકશે.

હાલનો સમય આપણી એકલાની તો શું પણ સારા ભારતવર્ષની ઉન્નતિનો છે. અત્યારે હર કોઇ માણુસ શુભ કર્મ કરી શકે અને પોતાનો ધારેલો ઉદ્દેશ પાર પાડી શકે એવી સ્થિતિ છે. પહે-

ક્ષાંની માફક અત્યારે આપણી આડે આવનાર કોઈ નથી. ચારે દિશાએ જાગૃતિ આવી ગઇ છે. દરેક કોમને અને દરેક વ્યક્તિને પોતાની ઉન્નતિ કરવાની અભિલાષા ઉદ્‌ભવી છે, આવે સમયે આપણે પણ કુંભકર્ણની ઘોર નિદ્રામાંથી જાગૃત થયા છીએ. આપણે કોણ છીએ, શું કરીએ છીએ અને શું કરવું જોઇએ તેનું ભાન—તેની ઝાંખી આપણને થવા લાગી છે અને તેજ સમયે 'નાયી વર્ણ નિર્ણય'નો અમૂલ્ય ગ્રંથ આપણા હાથમાં આવેલો છે તો મને આશા છે કે દરેક ભાઇ તેનો સદુપયોગ કરશે.

આ ગ્રંથનો અનુવાદ મેં શાથી કર્યો? કારણ એજ કે મારા ગુજરાતી ભાઇઓ હિંદુસ્તાનના બીજા કોઇ પણ વિભાગના જાતિભાઇઓ કરતાં પછાત ન રહે અને તેમના મગજમાં આ વાત સારી રીતે ઠસે કે આપણે બ્રાહ્મણ છીએ.

મેં આ પુસ્તક વારંવાર વાંચ્યું છે, વિચાર પણ પુષ્કળ કર્યો છે અને ત્યાર પછી જ તેનો અનુવાદ કરવાની શરૂઆત કરી છે. જ્યાં સુધી મેં આ ગ્રંથનો અનુવાદ કરવાની શરૂઆત કરી નહોતી ત્યાં સુધી હું તેની ખરી કિંમત કરી શકયો નહોતો પરંતુ જ્યારે મેં તેનો અનુવાદ કરવા માંડયો ત્યારે જ મને માલૂમ પડયું કે આ ગ્રંથના લેખકે અદ્દભુત શક્તિ વાપરેલી છે.

પ્રથમ મને એમ લાગ્યું કે આ ગ્રંથનું ગુજરાતીમાં ભાષાન્તર તો થવુંજ જોઇએ પણ તેને માટે આપણે બીજા કોઇની મદદ લઇએ એ ઠીક નહિ. તેના કરતાં તો આપણે પોતેજ પ્રથમ લાયક બનવું અને પછી તેનું ભાષાન્તર કરવું એ વધુ ઉત્તમ છે. આથી મેં હિંદીનો અભ્યાસ શરૂ કરી દીધો. થોડું થોડું તો હું

જાણુતોજ હતો. એટલામાં મારે સત્યાગ્રહાશ્રમમાં આવવાનું બન્યું. અહીં આવ્યા પછી મને હિંદીમાં વાતચીત કરવાની તક મળી. એ તકનો લાભ લીધો ને આ 'નાયી વર્ણ નિર્ણય'નો ગુજરાતી અનુવાદ કરવા ભાગ્યશાળી નિવડયો.

લેખકનું ઉંચા પ્રકારનું સંસ્કૃત જ્ઞાન તેમના ગ્રંથ ઉપરથી માલૂમ પડે છે. તેમની કિંમત તો ક્યારનીએ થઇ ગઈ છે. તેમની કિંમત હિંદમાં વસતા નાયી બ્રાહ્મણોએ અને જનસમુદાયે ઘણી કરી છે. તેમનાં વખાણ તેમનાજ હસ્તે લખેલ ગ્રંથના અનુવાદમાં કરવાં એ મારા જેવાને શોભાસ્પદ નથી. હું તો માત્ર એટલુંજ કહી શકું કે ધન્ય છે એમનાં માતા પિતાને કે જેમણે આવા સુપૂત્રને જન્મ આપ્યો.

જનની જણુ તો ભક્તજન કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

આ ગ્રંથની બે આવૃત્તિઓ હિંદીમાં અને એક ઉર્દુમાં પ્રસિદ્ધ થયેલી છે. નાયી બ્રાહ્મણ મહાસભા ભારતે તેને અંગ્રેજીમાં અને તામિલમાં પ્રસિદ્ધ કરવાનું નક્કી કરી દીધું છે. અને ત્યાર પછી તેનો ગુજરાતીમાં અનુવાદ થાય છે. મને આશા છે કે દરેક ભાઇ આ ગ્રંથનું પોત પોતાની ભાષામાં ભાષાન્તર પ્રસિદ્ધ કરી પોતાના જાતિભાઇઓમાં જાગૃતિ લાવશે. આ ઉપરથી ખાત્રી થાય છે કે લેખકે નાયી બ્રાહ્મણોની ' નાયી વર્ણ નિર્ણય ' પ્રસિદ્ધ કરીને મોટામાં મોટી સેવા કીધી છે.

હું "અખિલ ભારતીય નાયી બ્રાહ્મણ મહાસભા, કાનપુર"નો 'નાયી વર્ણ નિર્ણય' છપાવવાની પરવાનગી આપ્યા બદલ અને "ગુજરાત કાઠિયાવાડ નાયી બ્રાહ્મણ સભા, નડિઆદ"ને અંગે ખોલેલા '**નાયી બ્રાહ્મણ પુસ્તકફંડ**'માં મદદ કરનાર ભાઇઓનો 'નાયી વર્ણ નિર્ણય' છપાવવાનો બોજો પોતાને શિરે લીધા બદલ અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.*

સત્યાગ્રહાશ્રમ, **સાબરમતી.**
શરત્પૂર્ણિમા સં. ૧૯૭૮

**શિવરામ શર્મા.**



* આ પેરેગ્રાફ પાછળથી ઉમેર્યો છે.

ओ३म्

# લેખકની પહેલી આવૃત્તિની ભૂમિકા.



જીવ કર્મ કરવામાં સ્વતંત્ર અને ભોગવવામાં પરતંત્ર છે. એક મનુષ્યયોની છે કે જેમાં આવીને જીવ આ જન્મ મરણના ફેરામાંથી છુટો થઇ શકે છે. પરમ પિતા. પરમાત્માએ પોતાની મહત્કૃપા વડે જીવોને આ મનુષ્યદેહ આપેલો છે અને સર્વેને સુકર્મો કરવામાં અને પરમાર્થ પ્રાપ્ત કરવામાં સમર્થ બનાવ્યા છે, પરંતુ હિંદના દુર્ભાગ્યથી આ દેશમાં એવા નીચ મનુષ્યો ઉત્પન્ન થયા કે જેઓ મનુષ્યોન્નતિમાં આડે આવવામાં જ પોતાનું કર્તવ્ય સમજ્યા.

પ્રાચીન કાળમાં મનુષ્ય પોતાની સર્વ પ્રકારની ઉન્નતિ જેમકે વિદ્યા, ધર્મ, ધન, તપ, શુભકર્મ, વગેરેની કરી શકતા હતા પરંતુ સમય પલટાવાથી એવો દુષ્કાળ આવ્યો કે કોઇને નીચ કહીને, અને કોઇને શૂદ્ર તથા વર્ણશંકર કહીને શુભકર્મ કરતાં રોકવામાં આવ્યા, એટલું તો શું પણ ઇશ્વરીય કાનૂન-સંગ્રહ ( Penal Code વેદભગવાનને સાંભળતાં શુદ્ધાં રોકયા અને આજ્ઞા કરી કે:-

**श्रवणे त्रपु जतुभ्यां श्रोत्र-परिपूरणं उच्चारणे जिह्वाच्छेदो धारणे हृदय विदारणम् ॥**

**वेदान्त सूत्र (शंकर रामानुज माध्व भाष्य १ । २ । ३**

જો શૂદ્ર વેદ સાંભળશે તો તેના કાનમાં સીસું યા લાખ ઉકાળી ભરી દેવામાં આવશે અને હૃદયમાં ધારણ કરશે, કંઠે કરશે તો છાતી ચીરવામાં આવશે. ભલા, આથી વધીને કયો અન્યાય થઈ શકતો હતો કે જે શુભકર્મો કરવાને માટે પરમાત્માએ આ ઉત્તમ મનુષ્ય દેહ આપ્યો હતો તે સર્વથી વંચિત કરી દીધો ! મનુષ્ય એક યા બે ઇંદ્રિયોથી હીન હોય તો પણ ઉન્નતિ કરી શકે છે પરંતુ વેદજ્ઞાન વિના એક ડગ પણ નથી ભરી શકાતું અથવા એમ કહો કે વેદાજ્ઞાન અને તે પ્રમાણે કર્મ કર્યા વિના આ મનુષ્ય જીવનજ વ્યર્થ છે.

જેને વેદ અને શુભકર્મોમાંથી વંચિત કરી દીધા હતા તે જન-સમુદાયોમાં એક નાયી સમુદાય પણ હતો. એને શૂદ્ર અને વર્ણશંકર બતાવી મના કરવામાં આવતી હતી. એ જોઇને તથા આ સમુદાયના ઇટાવા, અલીગઢ, આગરા, લખનઉ, મેરઠ, સહરાનપુર, વગેરે સ્થળે સજ્જનોની પ્રેરણાથી મેં આ પુસ્તક લખવાનો પ્રયત્ન કર્યો છે.

વૈદિક સિદ્ધાન્તાનુસાર વર્ણ વ્યવસ્થા ગુણ, કર્મ અને સ્વભાવ પરથીજ થાય છે અને એટલા માટે એ દશામાં કંઇ વિવાદ કરવાનો બાકી રહેતો નથી. પરંતુ કેટલાક મનુષ્ય હઠથી અથવા અવિદ્યાથી કે જન્મથી વર્ણવ્યવસ્થા માને છે, એથી તેમનોજ સિદ્ધાન્ત સ્વીકારી તેમના માન્ય ગ્રંથોના આધારથી નાયીઓનું બ્રાહ્મણ હોવું સિદ્ધ કરવામાં આવ્યું છે. યાદ રાખો કે હું નાયીઓને કેવળ બ્રાહ્મણ સિદ્ધ કરીનેજ સંતુષ્ટ થતો નથી પરંતુ મારી હાર્દિક ઇચ્છા એ છે કે તેઓ વેદાદિ સચ્છાસ્ત્રોનું અધ્યયન અને શુભકર્મ કરી સાચા

બ્રાહ્મણ બને એ સમય જલદી આવવાનો છે કે જ્યારે ગુણ, કર્મ અને સ્વભાવથીજ બ્રાહ્મણ કહેવાશે અને માનવામાં આવશે અને નામ માત્રના બ્રાહ્મણને કોઇ પણ નહિ પૂછે. ઉન્નતિનો સમય છે, ઉન્નતિ કરો. જો આ પુસ્તકથી આ સમુદાયનું કંઇક ભલું અને સુધારો થશે તો હું મારા પરિશ્રમને સફળ થયેલો માનીશ.

આ પુસ્તક છપાવવાનો ભાર શ્રીયુત બાબૂ સુજાનસિંહજી રેસઈ આગરા અને સ્વામી Ice Factories મથુરા અને મેરઠે પોતાના ઉપર લીધો છે જેને માટે નાથી સમુદાયે તેમનો આભાર માનવો જોઇએ. આ પુસ્તક લખવામાં મને નીચેના ગ્રંથોની સહાયતા મળી છે. એમના કર્ત્તાઓનો હું આભારી છું અને તેમને હાર્દિક ધન્યવાદ દેઉં છું.

(૧) વેદ—ઋગ્વેદ, યજુર્વેદ, અથર્વવેદ.

(૨) બ્રાહ્મણ—શતપથ, સામ.

(૩) વેદ—સાયણ—ભાષ્ય.

(૪) સ્મૃતિ—મનુ, અત્રિ, પારાશર, શંખ, ઐાશનસી, યાજ્ઞવલ્કય, વ્યાસ.

(૫) સૂત્ર—આપસ્તમ્બ—ધર્મસૂત્ર, આશ્વલાયન ગૃ૦, ગોભિલ ગૃ૦, આપસ્તમ્બ ગૃ૦, શૌનક ગૃ૦, પારસ્કર ગૃ૦

(૬) વેદાંગ—નિરૂક્ત, ઉણાદિ કોષ.

(૭) ઇતિહાસ—વાલ્મીકીય રામાયણ, મહાભારત.

(૮) પુરાણ–ભવિષ્ય પુરાણ, શિવપુરાણ, ભાગવત, હરિવંશ, નાભિક.

(૯) નીતિ–શુક્રનીતિ, ભતૃહરિ–શતક, શ્રીમદ્ ભગવદ્ગીતા.

(૧૦) ઉપનિષદ્–વજ્રસુચિકોપ૦, છાન્દોગ્ય.

(૧૧) અન્ય–(क) બ્રાહ્મણ નિર્ણય.
(ख) જાતિ અન્વેષણ.
} શ્રી. પં. છોટેલાલજી મહામંત્રી હિ. ધ. વ. મંડળ- ફુલેરા કૃત.

(ग) નાય કુલકી ઉત્પત્તિ–શ્રી તુલસીપ્રસાદજી ઠાકુર કૃત.

(ઘ) કુલીન બ્રાહ્મણ નિર્ણય–શ્રી પં. મથુરાદત્તજી શર્મા જ્યોતીષી કૃત.

(ङ) ઇષ્ટિ–સંગ્રહ–શ્રી પં. ભીમસેનજી વેદવ્યાખ્યાતા કૃત.

(च) અમરકોષ.

(છ) બ્રાહ્મણવંશેતિવૃત્તમ્–શ્રી. પં. પરશુરામજી શાસ્ત્રી એમ. આર. એ. એસ (લંડન)

(જ) અભિમાન ચિન્તામણિ.

કર્ણગઢ, જોબનેર, ભાદ્ર કૃ ૮, ૩૮ દયા. } રૈવતી પ્રસાદ શર્મા, પ્રધાન સંસ્કૃતાધ્યાપક,

એ. વી. હાઇસ્કૂલ જોબનેર, પો. ફુલેરા (જયપુર રાજ્ય)

॥ ओं तत्सत् ॥

# લેખકની બીજી આવૃત્તિની ભૂમિકા

વ્હાલા વાચકો ? મને આ પ્રકટ કરતાં ઘણો આનંદ થાય છે કે સંસારે મારા પુસ્તક "નાયી વર્ણ નિર્ણય"નું સંપૂર્ણ સન્માન કર્યું જેનું પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે પહેલી આવૃત્તિની ૫૦૦ નકલ કેવળ ત્રણ માસના ટુંક સમયમાં હાથો હાથ ખપી ગઈ અને ફરી પણ ધડાધડ–ઉપરા છાપરી માગણી થઇ રહી છે. આપ સજ્જનોએ જે સન્માન મારા પુસ્તકને આપ્યું છે એને માટે હું આપનો અત્યંત આભારી છું. હવે હું તેની બીજી આવૃત્તિ આપની સન્મુખ રજુ કરૂં છું. એનું પણ અવલોકન કરશો.

આ આવૃત્તિમાં મેં જુજ આવશ્યક ફેરફાર કરીને ઘણો ભાગ વધારી દીધો છે જેથી પૃષ્ટ વધી ગયાં. મૂલ્ય પણ વધારીને ૦।। રાખવું પડયું. ફરી પણ અલ્પ મૂલ્ય છે. વેદમંત્રોનું સાયણ ભાષ્ય જેમનું તેમ આપી દીધું છે. નવા અનુસંધાન નામનું મથાળું બદલી તેને 'પરિશિષ્ઠ'નું રૂપ આપી દીધું છે, 'ન્યાયી' શબ્દને સ્થાને આ વખતે મેં 'નાયી' શબ્દનો પ્રયોગ કર્યો છે જેનું કારણ મેં તેજ સ્થળે આપી દીધું છે.

પૃષ્ટ ૪૯ ઉપર પાશ્ચાત્ય દેશોના નાયીઓનું વર્ણન શ્રી. પં. ગંગાપ્રસાદજી M. A. આચાર્ય ગુરૂકુળ વૃંદાવન કૃત 'જાતિ ભેદ' માંથી આપી દીધું છે. પૃષ્ટ ૮૫ ઉપર શ્રી ભારત ધર્મ મહામંડળના પત્રની નકલ પ્રકાશિત કરી છે, જે મહામંડળના ઉપમંત્રીએ

મારા મિત્ર પં. ભગવતીપ્રસાદજી શર્માને લખ્યો હતો. હું એ બેઉ સજ્જનોનો આભારી છું.

મેં આ પુસ્તકમાં નાયીઓની વિરૂદ્ધ પ્રમાણ આપી દીધેલાં હોવાથી કેટલાક ભાઇઓ મારા પર કોપાયમાન થયા, પરંતુ એમાં મારો દોષ નથી. મેં આ પુસ્તકની રચના તટસ્થ રહી કરી હતી અને જે કોઇ પ્રમાણુ મને અનુકૂળ યા પ્રતિકૂળ જણાયું તેને મેં જેમનું તેમ ગોઠવી દીધું છે. એક તટસ્થ મનુષ્યને જે કંઇ કરવું જોઇએ તે મેં કર્યું છે મેં એક પણ સિદ્ધાન્ત નવો ઘડી કાઢયો નથી પણ જે કંઇ પ્રાચીન ગ્રંથોમાં લખ્યું હતું તેનો સપ્રમાણ માત્ર સંગ્રહ કર્યો છે. જ્યાં સુધી ખરા ખોટાનું નિરીક્ષણ ન થાય ત્યાં સુધી નિર્ણય કેવી રીતે થઇ શકે? જ્યારે પ્રતિપક્ષીના પ્રહારોને જાણીને તેનું નિવારણ કરીએ ત્યારે જ રક્ષણનું કાર્ય થઇ શકે. જે પ્રતિપક્ષીના પ્રહારોને વા નિશ્ચયને જ ન જાણતો હોય તે પ્રહારોને કેવી રીતે રોકી શકે? નાયીઓના વિષયમાં જે મારો પોતાનો મત છે તે મેં પુસ્તકના પરિશિષ્ઠમાં આપી દીધો છે.

એ પણ પ્રકટ કરી દેવુ જરૂરનું છે કે ૪ વેદ સંહિતા—ઋગ્વેદ, સામવેદ, અથર્વવેદ જ મને સૂર્યવત માન્ય છે. બાકીના ગ્રંથોનાં પ્રમાણ તેમનો મત દેખાડવા અને તેને માનવાવાળાના સંતોષ ખાતર જ આપ્યાં છે.

શિવરાત્રી, સં. ૧૯૭૮
૩૯ દયાનન્દાબ્ધ

રેવતીપ્રસાદ શર્મા.
એમ. આર. એ. એસ (લંડન)
લોહામંડી, આગરા.



# નાર્યી વર્ણ નિર્ણય.

## ઉપોદ્ઘાત.

**ओं स्वस्ति न इन्द्रो वृद्धाश्रवाः स्वस्ति नःपूषा विश्ववेदाः।**
**स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥**
**यजु. अ. २५। म. १९॥**

એક સમય એવો પણ હતો કે જ્યારે આપણો દેશ ઉન્નતિના શિખરે વિરાજતો હતો. આ સમયે બ્રાહ્મણો પાસેથી સકળ સંસારના લોક વિદ્યા, ધર્મ, નીતિ, સદાચાર, શિષ્ઠાચાર, ધંધો, વગેરેનું શિક્ષણ લેતા હતા. મહારાજ યુધિષ્ઠિર સુધીના રાજાઓ સમસ્ત પૃથ્વીના ચક્રવર્તી રાજા રહ્યા. આ દેશ હમેશાં ભૂશિરોમણી હતો પરન્તુ કળિયુગના વિકરાળ ચક્રપ્રભાવથી કર્મવશાત્ આ દેશ હમેશાં નીચેને નીચે ઉતરતો ગયો. એક પવિત્ર આર્ય* જાતિના અનેક ભાગલા

---

* આર્યજાતિ સાથે એટલે હિંદમાં રહેનાર સંપૂર્ણ જન-સમુદાય સાથે અમારો હેતુ છે જેનું વર્ણન વેદાદિ સચ્છાસ્ત્રોમાં નીચે પ્રમાણે છેઃ—

**यस्य शूद्र उतार्य्यः॥ अथर्व. कां. ४।सू.२०। म. ४॥**
**साह्राम दासमार्य्यम्॥ अथर्व. ४। ३२। १॥**

પડી ગયા. ચાર વર્ણ કે જે એકબીજા સાથે હળીમળીને રહેતી હતી તેના પણ સેંકડો વિભાગ પડી ગયા. બ્રાહ્મણોમાંથી જે લોકોએ નીચ કર્મ કરવા માંડયાં તેમને હલકા ગણવામાં આવ્યા, અને તેનું પ્રાશ્ચિત ન થવાના કારણે જાથૂને માટે જૂદી જાતિ મનાવા લાગી. કેટલાક બીજા દેશમાં રહેતા હોવાથી અને કેટલાક દૂષના કારણે જૂદા પડયા. તેમનો વ્યવહાર, લેવુદેવું, ખાનપાન, સંબંધ, વગેરે સર્વ જૂદું થઇ ગયું. એટલે સુધી વેર વધ્યું કે છેવટે ગાળાગાળી સુધી પહોંચ્યા. જેમકે:—

ज्योतिर्विदोह्यथर्वाणः, कीराः पौराण--पाठकाः ।
श्राद्धे यज्ञे महादाने, वरणीया न कदाचन ॥
अत्रि स्मृति श्लो. ३८२॥

---

प्रियं सर्वस्य पश्यत उत शूद्र उत आर्य्ये ॥
अथर्व. १९। ६२।१॥
आर्य्य-पुत्र पिता माता भ्राता पुत्रास्तथास्नुषा ॥
वाल्मीकीय रामायण अयोध्याकाण्ड सर्ग २७।श्लो.४॥
अनार्य्य-जुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥
श्रीमद् भगवद् गीता अ. २ । श्लो. ४ ॥
आसमुद्रात्तु वै पुर्वादासमुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तरं गिर्य्योरार्य्यावर्त्तं विर्बुधाः ॥
मनु. अ. २ । श्लो. २२ ॥
दश कोटयः स्मृता आर्य्याः०॥आर्य्याश्च वैष्णवा मुख्या० ॥
भविष्य पुराण प्रतिसर्ग पर्व खण्ड४ । अ. २१ ॥

आविक श्चित्रकारश्च, वैद्यौ नक्षत्र--पाठकः ।
चतुर्विप्रा न पूज्यन्ते, बृहस्पति–समा यदि ॥
अत्रि स्मृति श्लो० ३८४॥

જ્યોતિષી, અથર્વવેદી, ખગોળશાસ્ત્રી અને પુરાણીએ શ્રાદ્ધ, યજ્ઞ અને મહાદાનમાં ભાગ પડાવવો જોઇએ નહિ.

આવિક, ચિત્રકાર, વૈદ્ય અને ખગોળશાસ્ત્રી, એ ચાર પ્રકારના બ્રાહ્મણ જો બૃહસ્પતિ સમાન વિદ્વાન હોય તોપણ પૂજ્ય નથી.

सारका पारखा खण्डा, गौडा गुजर–संज्ञकाः।
पञ्च विप्रा न पूज्यन्ते, वाचस्पति–समा यदि ॥
ब्राह्मण निर्णय ॥

સારસ્વત, પારીખ, ખંડેલવાલ, ગૌડ અને ગૂજર–ગૌડ એ પાંચ પ્રકારના બ્રાહ્મણ બૃહસ્પતિ સમાન હોય તો પણ અપૂજ્ય છે.

दधीचि–गौतमादीनां, शापेन दग्ध–चेतसाम् ।
द्विजानां जायते श्रद्धा, नैव वैदिक–कर्माणि ॥
शिवपुराण विद्येश्वर संहिता अ. २१ श्लो. ४३ ॥

દધીચિ, ગૌતમ, વગેરેના વંશજોને વૈદિક કર્મોમાં વેદ મંત્રનો ઉચ્ચાર કરવાનો શાપવશાત્ અધિકાર નથી.

સન્યાસી પુત્ર સનાઢયને પણ અધિકાર નથી:--

**सन्यासी–पुत्रः सनाढ्यः ॥**

**( ब्राह्मण निर्णय )**

અને એવું કહેવાય છે કે—

ગંગવાનેકી ગૂજરી, અરૂ ગૂગોરકા ગૌડ;
દોનોંને મિલકર સંગમ કીના, નિકલા ગૂજર–ગૌડ.

ગંગવાનની ગૂજરી અને ગૂગોરનો ગૌડ એ બેઉએ મળીને સંગ કર્યો, જેથી ગૂજર–ગૌડ ઉત્પન્ન થયા.

**अभीर–कङ्का यवनाश्व–भृङ्गा,**
**नारास्तथा मालव–देश–विप्राः ।**
**श्राद्धे विवाहे खलु यज्ञ–कर्मणि,**
**ते वर्जिता यद्यपि शम्भुतुल्याः ॥**

અભીર, કંક, યવન, અશ્વ, ભૃંગ, નારા અને માલવીય [1] બ્રાહ્મણ જો શિવ તુલ્ય હોય તો પણ તે શ્રાદ્ધ, વિવાહ અને યજ્ઞ કર્મમાં વર્જિત છે.

**कैवर्त्तकस्य मिल्लस्य, पिता भवति यो नरः ।**
**मातायाः गोलकी नारी, पालाश ज्ञातिरुच्यते ॥**

---

૧. દેશભક્ત શ્રીયુત માનનીય શ્રી મદનમોહન માલવીયજી પણ માલવીય બ્રાહ્મણ છે.

ગોલકી † માતા અને કૈવર્ત્ત ભીલ પિતાથી ઉત્પન્ન થયેલ મનુષ્ય ' પલાશે ' બ્રાહ્મણ કહેવાયા.

( ब्राह्मण निर्णय पृ. ૮૭–૯૧ )

પરિણામ એ આવ્યું કે જેમ ચોમાસામાં ખેતર લીલા છોડથી ભરાઈ જાય છે તેમ દેશ દુઃખ, રોગ અને દુષ્કાળથી ભરાઈ ગયો અને પરાધીનતાની મજબૂત સાંકળોથી બંધાઇ ગયો. આશા નહોતી કે આ દેશ ફરી કોઈ વખત ઉભો થઇ શકે પરંતુ દેશના સૌભાગ્યથી અથવા ભગવાનની દયાથી ઉન્નત થવા લાગ્યો છે.

ગીતામાં કહ્યું છે કેઃ—

यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य, तदात्मानं सृजाम्यहम् ॥
गीता. अ. ४ । ७॥

હે અર્જુન ! જ્યારે જ્યારે ધર્મને હાનિ પહોંચે છે ત્યારે ત્યારે હું અધર્મનો નાશ અને ધર્મની રક્ષા કરવા માટે જન્મ લઉં છું.

આ વાકય પ્રમાણે મહારાણી વિકટોરિયાના સમયમાં સંસારોદ્ધારક અને ધર્મરક્ષક મહર્ષિ 'દયાનંદનો' જન્મ થયો. ઋષિએ મોટી મોટી સાંકળોને તોડીને સર્વેને ઉન્નતિનો અવસર આપ્યો. અનાથ,

† વિધવા સ્ત્રી સાથે જાર કર્મ કરવાથી ઉત્પન્ન થયેલ સંતાન ગોલક કહેવાય છે ( જુઓ पाराशर स्मृति अ. ४ । श्लो २३ ।

વિધવા, ગાય, બ્રાહ્મણ અને ગરીબોની અરજ સાંભળી. જે લોક પોતાની સંપત્તિ ગુમાવી બેઠા હતા તેમને પાછી આપી. વેદ ભણવો એ કેવળ બ્રાહ્મણોનો જ ધર્મ છે એમ સમજવામાં આવતું હતું બીજી વર્ણ પોતાને વેદ ભણવાનો અધિકાર જ નથી એમ સમજતી હતી. એટલું જ નહિ પણ બ્રાહ્મણ વેદ ભણવાનું છોડી દેતા હતા. એવા વિકટ સમયમાં મહર્ષિએ શંખાસુર રૂપ જર્મનીથી વેદ લાવીને હિંદીઓના હાથમાં મૂક્યો અને બતલાવ્યું કે વેદને ભણવાનો અને સાંભળવાનો અધિકાર ભગવાને હવા, પાણી અને સૂર્યની માફક સર્વેને આપ્યો છે. પરિણામ એ આવ્યું કે સર્વ લોકોની દૃષ્ટિ વેદો પર પડી. ( મુસલમાનો અને ઇસાઇ પણ વૈદિક જ્ઞાનના જીજ્ઞાસુ બન્યા ) વેદનુ સન્માન થવા માંડ્યું. મહર્ષિએ હિંદુસ્તાનને પોતાનું પુરાતન ગૌરવ બતાવ્યુ, એના આત્મસ્વરૂપનું ભાન કરાવ્યું અને હાથ પકડી પકડીને જગાડયા. અનેક સમુદાય પોતાને અજ્ઞાનતાના કારણે પતિત અને અનધિકારી સમજી બેઠા હતા તે ઉન્નતિ કરવા લાગ્યા. જાટ, ગૂજર, રોડ, સૈની, છીપા, વગેરે પોતાને ક્ષત્રિય અને ધીમાન, જાંગડા, શ્રીમાળી, વગેરે પોતાને બ્રાહ્મણ કહેવા અને માનવા લાગ્યા. તેજ પ્રમાણે 'નાયી' નામનો સમુદાય પણ આત્મોન્નતિમાં પ્રવૃત્ત થયો. અનેક પુરુષ વિદ્યા (જ્ઞાન) પ્રાપ્ત કરી વિદ્વાન થઇ ગયા અને અધ્યાપક, ઉપદેશક, ડાક્ટર, વૈદ્ય, દુકાનદાર, કારખાનાના માલિક અને કારકુન થયા. કેટલાકે થોડું ઘણું રાજ્ય સન્માન પણ મેળવ્યું છે. આ સમુદાયના લોકો પોતાને બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ણ બતલાવે છે; આજ હું પણ મારા પોતાના મત પ્રમાણે એનું કંઇક વિવેચન શાસ્ત્રના આધારથી અને બીજાં સાધનોથી કરવા ઇચ્છુ છું.



# વર્ણ વ્યવસ્થા.

વેદનો એવો સિદ્ધાન્ત છે કે વર્ણ વ્યવસ્થા ગુણ, કર્મ અને સ્વભાવ ઉપરથીજ થાય છે:—

चातुर्वर्ण्यं मया सृष्टं गुण–कर्म–विभागशः ॥
गीता अ. ४। श्लो. १३॥

ચારે વર્ણ મેં ગુણ–કર્મ વડે ઉત્પન્ન કરી છે. સૃષ્ટિની શરૂઆતમાં પણ વર્ણ વ્યવસ્થા એજ પ્રમાણે થઇ હતી.

न विशेषोऽस्ति वर्णानां, सर्वं ब्राह्ममिदं जगत् ।
ब्रह्मणा पूर्वं सृष्टं हि, कर्मणा वर्णतां गतम् ॥
कामभोगप्रिया स्तीक्ष्णाः, क्रोधनाः प्रिय साहसाः ।
त्य क्तस्वधर्मा रक्ताङ्गास्ते, द्विजाः क्षत्रतां गताः ॥
गोभ्यो वृत्तिं समास्थाय पीता कृष्योपजीविनः ।
स्वधर्मान्नानुतिष्ठान्ति ते द्विजाः वैश्यतां गताः ॥
हिंसानृतप्रिया–लुब्धाः सर्व–कर्मोपजीविनः ।
कृष्णाः शौच–परिभ्रष्टास्ते द्विजाः शूद्रतां गताः ॥
महाभारत शान्ति पर्व मोक्षधर्माध्याय१८८श्लो.१०-१३॥

વર્ણમાં કાંઇ વિશેષતા નથી, આખું જગત બ્રાહ્મણ છે, કેમકે પૂર્વે બ્રહ્મથી ઉત્પન્ન થયું હતું, ફરી કર્મથી વર્ણ ભેદ થયો. જે બ્રાહ્મણો પોતાનો ધર્મ તજી કામી, વિલાસી, તીખાસ્વભાવના અને ક્રોધી બન્યા તે ક્ષત્રિ થઇ ગયા. જે બ્રાહ્મણો પોતાના ધર્મ પ્રમાણે ન ચાલતાં ગાયો પર નિર્વાહ કરીને અને ખેતીથી જીવિકા ચલાવવા લાગ્યા તે વૈશ્ય થઈ ગયા. જે બ્રાહ્મણો શૌચ ધર્મ આચારવિચાર છોડી દઇ હિંસા અને જૂઠને પ્રિય માની લોભી બન્યા અને સર્વ કામોથી જીવિકા નિભાવવા લાગ્યા તે શુદ્ર થઇ ગયા.

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवन्तु, विद्याद्वैश्यात्तथैव च ॥

मनु. अ. १०। श्लो. ६५ ॥

શુદ્ર બ્રાહ્મણ થઇ શકે છે અને બ્રાહ્મણ શુદ્ર થઇ શકે છે અને એજ પ્રમાણે ક્ષત્રિય અને વૈશ્ય કુળમાં જન્મ લેનારને પણ જાણો.

कर्म–शील–गुणाः पूज्यास्तथा जाति–कुले नहि ।
नात्मना न कुलेनैव श्रेष्ठत्वं प्रतिपद्यते ॥

शुक्रनीति ।

જાતિ કે કુળ પૂજાતું નથી પણ કર્મ, શીલ અને ગુણજ પૂજાય છે. આત્મા કોઇ પણ કુળથી ઉતરે તેવો નથી.

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥

मनु. अ. २१ । श्लो. १६८ ॥

જે દ્વિજ વેદને મૂકી બીજે ફાંફાં મારે છે તે જીવતો છતાં સપરિવાર શૂદ્ર બને છે.

न तिष्ठति तु यः पूर्वां नोपास्तेयस्तु पश्चिमाम् ।
स शूद्रवद्बहिष्काय्र्यो सर्वस्माद् द्विज–कर्मणेः ॥
मनु. अ. २ । श्लो. १०३ ॥

જે મનુષ્ય સવાર સાંજ સંધ્યા નથી કરતો તેને શૂદ્રની માફક સર્વ દ્વિજ કર્મોથી પંક્તિ બહાર મૂકવો જોઇએ.

अग्निकार्य्यात्परिभ्रष्टाः सन्ध्योपासन–वर्जिताः ।
वेदं चैवानधीयानाः सर्वे ते वृषभाः स्मृता ॥
पाराशर स्मृति १२ । २९ ॥

दक्षिणार्थं तु यो विप्रः शूद्रस्य जुहुयाद्धविः ।
ब्राह्मणस्तु भवेच्छूद्रः शूद्रस्तु ब्राह्मणो भवेत् ॥
पाराशर स्मृति १२ । ३६ ॥

હવન અને સંધ્યાથી રહિત, વેદને ન ભણવાવાળા બ્રાહ્મણો પતિત કહેવાય છે. દક્ષિણાને માટે જે બ્રાહ્મણ શૂદ્રને ત્યાં હોમ કરે તે શૂદ્ર થઇ જાય છે અને શૂદ્ર બ્રાહ્મણ થઇ જાય છે.

वृत्या शूद्रसमास्तावद्विज्ञेयास्ते विचक्षणैः ॥
यावद्वेदे न जायन्ते द्विजा ज्ञेयास्ततः परम् ॥
शंख स्मृति १ । ८ ॥

જ્યાં સુધી વેદારંભ ન થયો હોય ત્યાં સુધી દ્વિજોને પણ વૃત્તિથી શૂદ્રસમાન જાણવા જોઇએ અને ત્યારબાદ વેદારંભ થયા પછી દ્વિજ જાણવા જોઇએ.

**न जात्या ब्राह्मणश्चात्र क्षत्रियो वैश्यएवच ।**
**न शूद्रो न च वै म्लेच्छो भेदिता गुण–कर्मभिः ॥**
**शंकर नीति १ । ३८ ॥**

જાતિથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના ભેદ પડેલા નથી પણ ગુણ, કર્મથી પડેલા છે.

**अधर्मचर्य्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जाति परिवृत्तौ । धर्म--चर्य्यया जघन्यो वर्णो पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ ।**

आपस्तम्ब–धर्म–सूत्र २।४।११॥

અધર્માચરણથી ઉંચવર્ણ નીચ બને છે અને ધર્માચરણથી નીચવર્ણ ઉચ બને છે, કેમકે જાતિનો ફેરફાર થઈ જાય છે.

વૈશ્યમ્પાયન યુધિષ્ઠરને કહે છેઃ—

**पञ्च–लक्षण–सम्पन्न, ईदृशो यो भवेद् द्विजः ।**
**तमहं ब्राह्मणं ब्रूयाम, शेषाः शूद्रा युधिष्ठिर ।**
**न कुलेन न जात्या वा, क्रियाभिर्ब्राह्मणो भवेत् ।**
**चाण्डालोऽपि हि वृत्तस्थो, ब्राह्मणः स युधिष्ठिर ! !**

**भागवत ॥**

હે યુધિષ્ઠિર ! પાંચ લક્ષણવાળા દ્વિજને હું બ્રાહ્મણ કહું છું અને બાકી બધા શૂદ્ર છે. કુળ, જાતિ અને ક્રિયાથી બ્રાહ્મણ થતો નથી પણ જો ચાંડાલ ચારિત્રવાન હોય તો તે બ્રાહ્મણ થઈ શકે છે.

न जातिर्दृश्यते राजन् !, गुणाः कल्याण–कारकाः ।
जीवितं यस्य धर्मार्थं, परार्थं यस्य जीवितम् ॥
अहोरात्रं चरेत्कान्तिं, तं देवाः ब्राह्मणं विदुः ॥

भागवत ।

હે રાજન્ ! જાતિ જોવામાં આવતી નથી, ગુણ જ કલ્યાણ-કારક હોય છે, જેનું જીવન ધર્માર્થે અને પરોપકારાર્થે હોય અને જેના મોં પર રાત દિન કાન્તિ રહેતી હોય એને વિદ્વાન લોક બ્રાહ્મણ કહે છે.

આ પ્રમાણેઃ—

जातो व्यासस्तु कैवर्त्याः, श्वपाक्यास्तु पराशरः ।
बहवोऽन्येऽपि विप्रत्वं, प्राप्ताः पूर्वं येऽद्विजाः ॥

महाभारत वनपर्व ॥

गणिका–गर्भ–सम्भूतो, वशिष्ठश्च महामुनिः ।
तपसा ब्राह्मणो जातः, संस्कारस्तत्र कारणम् ॥

ततो ब्राह्मणतां जातो, विश्वामित्रो महातपाः ।
क्षत्रियः सोऽप्यथ तथा, ब्रह्म-वंशस्य कारकः ॥
महाभारत अनुशासन पर्व अ०४।श्लो०४८॥

વ્યાસ મલ્લાહીથી (માછણથી) અને પરાશર શ્વપાકી (ચંડાલણુ) થી ઉત્પન્ન થયા અને બીજા પણ પહેલાં અદ્વિજ હતા તે બ્રાહ્મણ થઈ ગયા. વેશ્યાના ગર્ભથી ઉત્પન્ન થયેલ મહામુનિ વશિષ્ઠ તપથી બ્રાહ્મણ થઈ ગયા કેમકે બ્રાહ્મણત્વમાં સંસ્કારજ કારણ છે. ક્ષત્રિયકુળમાં ઉત્પન્ન થયેલા મહાતપસ્વી વિશ્વામિત્ર પણ બ્રાહ્મણ થઈ ગયા.

भृगोर्वचन-मात्रेण स ब्रह्मर्षितां गतः ॥
महाभारत अनुशा. अ०३०श्लो०५७॥

વીતહવ્ય રાજા ભૃગના વચન માત્રથી બ્રહ્મર્ષિ થઈ ગયા.

तत्रारिष्टषेणः कौरव्यो ब्राह्मण्यं संशेतव्रतः ।
तपसा महता राजन् ? प्राप्तवानृषिसत्तमः ॥
सिन्धु द्वीपश्च राजर्षिर्देवापिश्च महातपाः ।
ब्राह्मण्यं लब्धवान्यत्र विश्वामित्रस्तथा मुनिः ॥
महा. शल्य. अ. ४श्लो.३६,३७॥

હે રાજન ! કૌરવ કુળમાં ઉત્પન્ન થયેલ વ્રતીરાજા અરિષ્ટષેણે મહાતપથી બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યું. રાજર્ષિ સિન્ધુદ્વીપ અને મહા તપસ્વી દેવાપિ તથા વિશ્વામિત્ર મુનીએ બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યું.

नाभागारिष्ट पुत्रौ द्वौ वैश्यौ ब्राह्मणतां गतौ ॥

हरिवंश पु. ११।६५८॥

નાભાગ અને અરિષ્ટ એ બે વૈશ્ય પુત્ર બ્રાહ્મણ થઇ ગયા.

नाभागोनेदिष्ट पुत्रोऽन्यः कर्मभिर्वैश्यतां गतः ।

भागवत स्कंध ९।अ.२।श्लो.२५॥

નેદિષ્ટનો પુત્ર નાભાગ કર્મથી વૈશ્ય થઇ ગયો.

गर्गाच्छिनिस्ततो गार्ग्याः क्षत्राद्ब्रह्मण्यवर्तत ॥

भागवत ॥

ગર્ગથી શિનિ અને તેથી ગાર્ગ્ય ક્ષત્રિયના બ્રાહ્મણ થઇ ગયા.

म्लेच्छास्ते वैष्णवाश्चासन् रामानन्द–प्रभावतः ।
संयोगिनश्च ते ज्ञेया रामानन्द–मते स्थिताः ॥
आर्य्याश्च वैष्णवा मुख्या अयोध्यायां बभूविरे ॥

भविष्य पुराण प्रतिसर्ग पर्व अ. २१ ॥

એક મ્લેચ્છ રામાનંદના પ્રભાવથી 'સંયોગી' નામનો વૈષ્ણવ થઇ ગયો અને તે આર્ય તથા મુખ્ય વૈષ્ણવ અયોધ્યામાં થયો.

વેદમાં પણ કહ્યું છે કેઃ—

ओं आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम् । आ राष्ट्रे राजन्यः शूर इषव्योऽतिव्याधी महारथो जायताम् ॥

यजु. अ. २२ । म. २२॥

હે પરમાત્મન્! બ્રાહ્મણ બ્રહ્મ તેજવાળો હોય, ક્ષત્રિય શૂરવીર, ધનુષ્યધારી, ન્યાયાધીશ અને મહારથી હોય.

વજ્રસૂચિ ઉપનિષદમાં વર્ણ વ્યવસ્થા પર નીચે પ્રમાણે લખેલું છેઃ—

जीवो ब्राह्मण इति चेत्तन्न । अतीतागतानेकदेहानां जीवस्यैकरूपत्वात् एकस्यापि कर्मवशादनेकदेहसंभवात् सर्वशरीराणां जीवस्यैकरूपत्वाच्च । तस्मान्न जीवो ब्राह्मण इति । तर्हि देहो ब्राह्मण इति चेत्तन्न । आचाण्डालादिपर्य्यन्तानां मनुष्याणां-पञ्चभौतिकत्वेन देहस्यैकरूपत्वाज्जरामरणधर्माधर्मादि साम्य-दर्शनाद् ब्राह्मणः श्वेतवर्णः क्षत्रियो रक्तवर्णो वैश्यः पीतवर्णः शूद्रः कृष्ण वर्ण इति नियमाभावात् । पित्रादि शरीरदहने पुत्रादीनां ब्रह्महत्यादिदोषसंभवाच्च । तस्मान्न देहो ब्राह्मण इति ॥ तर्हि जातिर्ब्राह्मण इति चेत्तन्न । तत्र जात्यन्तर–जन्तुष्वनेक-जाति–संभवा महर्षयो बहवः सन्ति । ऋष्यशृङ्गो मृग्यः, कौशिकः

कुशात्, जाम्बूको जम्बूकात्, वाल्मीको बल्मीकात्, व्यासः कैवर्तकन्यायाम्, शशपृष्ठाद्गौतमो, वशिष्ठ उर्वश्याम्, अगस्त्यः कलशे जात इति श्रुतत्वात् । एतेषां जात्या विनाप्यग्रे ज्ञान-प्रतिपादिता ऋषयो बहवः सन्ति । तस्मान्न जातिर्ब्राह्मण इति ॥ तर्हि ज्ञानं ब्राह्मण इति चेत्तन्न । क्षत्रियादयोऽपि परमार्थदर्शिनोऽभिज्ञा बहवः सन्ति । तस्मान्न ज्ञानं ब्राह्मण इति ॥ तर्हि कर्म ब्राह्मण इति चेत्तन्न । सर्वेषां प्राणिनां प्रारब्ध सञ्चितागामिकर्म–साधर्म्य–दर्शनात्कर्माभिप्रेरिताः सन्तो जनाः क्रियाः कुर्वन्तीति । तस्मान्न कर्म ब्राह्मण इति ॥ तर्हि धार्मिको ब्राह्मण इति चेत्तन्न । क्षत्रियादयो हिरण्यदातारो बहवः सन्ति । तस्मान्नधार्मिको ब्राह्मण इति ॥ तर्हि को वा ब्राह्मणो नाम ? यः कश्चिदात्मानमद्वितीयं जाति–गुण–क्रिया–हीनं षडूर्मिषड्भावेत्यादिसर्वदोषरहितं सत्यज्ञानानन्दानन्त स्वरूपं स्वयं निर्विकल्पमशेषकल्पाधारमशेष–भूतान्तर्यामित्वेन वर्तमानमन्तर्बहिश्चाकाशवदनुस्यूतमखण्डानन्दस्वभावमप्रमेयमनुभवैक वेद्यमपरोक्षतयाभासमानं करतलामलकवत् साक्षादपरोक्षीकृत्य कृतार्थ--तया काम–रागादि–दोष–रहितः शमदमादि सम्पन्नो भावमात्सर्य्यतृष्णाशामोहादि–रहितो दम्भाहंकारादिभिरसम्पृष्ट–चेता वर्तत एवमुक्तलक्षणो यः स एव ब्राह्मण

इति श्रुति–स्मृति–पुराणेतिहासानामभिप्रायः ॥ अन्यथा ब्राह्मणत्व–सिद्धिर्नास्त्येव ॥

वज्रसूचिकोपनिषत् ॥

શું જીવ બ્રાહ્મણ છે? ના. ભૂત, ભવિષ્ય, વિગેરે અનેક દેહના જીવોનું એકજ રૂપ હોવાથી, કર્મવશાત્ એક જીવને અનેક રૂપ હોવાથી અને હરેક પ્રાણીના જીવનું એકજ રૂપ હોવાથી જીવ બ્રાહ્મણ નથી.

શું દેહ બ્રાહ્મણ છે? ના. ચાંડાલ સુધીના મનુષ્યોના પંચભૂતનું–શરીરનું એક રૂપ હોવાથી, ઘરડપણુ, મરણ, ધર્મ, અધર્મ, વગેરેનું સરખાપણું જોવાથી અને બ્રાહ્મણ ધોળા રંગનો, ક્ષત્રિય લાલ રંગનો, વૈશ્ય પીળા રંગનો અને શૂદ્ર કાળા રંગનો હોવાનો નિયમ ન હોવાથી તથા પિતા વગેરેનો અગ્નિસંસ્કાર કરવામાં બ્રહ્મહત્યાદિ દોષનો સંભવ હોવાથી દેહ બ્રાહ્મણ નથી.

શું જાતિ બ્રાહ્મણ છે? ના. બીજી અનેક જાતિઓમાં ઉત્પન્ન થયેલ મહર્ષિ ઘણા છે. ઋષ્યશૃંગ હરણીથી, કૌશિક કુશથી, જામ્બૂક શિયાળથી, વાલ્મીક ઉધઈથી, વ્યાસ માછીની છોડીથી, સસલાની પીઠથી ગૌતમ, વશિષ્ઠ ઉર્વશી નામની વેશ્યાથી અને અગસ્ત્ય કુંભમાંથી+ ઉત્પન્ન થયા એવું સાંભળ્યું છે. એમનો જન્મ નીચ યોનિમાં

---

+ આ જન્મવર્ણન સૃષ્ટિક્રમ વિરૂદ્ધ દેખીતું છે; પરંતુ જન્મથી વર્ણ વ્યવસ્થા માનવાવાળા એને પ્રમાણ (ભરોંસાવાળું) માને છે એટલા માટે મેં લખી દીધું છે, ઉપનિષદના લેખક પણ સાંભળેલું બતાવે છે.

ઉત્પન્ન થયા છતાં પણ મોટા મોટા ઋષિ, મુનિ થઇ ગયા. એમના વિના પહેલાં ઘણા ઋષિ જ્ઞાન પ્રતિપાદન થઇ ગયા છે. એટલા માટે જાતિ બ્રાહ્મણ નથી.

શું જ્ઞાન બ્રાહ્મણ છે ? ના. કેમકે ઘણા ક્ષત્રિય મોટા મોટા તત્વજ્ઞાની, પરમાર્થદર્શી અને વિદ્વાન થઇ ગયા છે. જેમકે મનુ કે જેમણે મોટા મોટા ઋષિઓને પણ ધર્મોપદેશ કર્યો, એટલા માટે જ્ઞાન બ્રાહ્મણ નથી.

શું કર્મ બ્રાહ્મણ છે ? ના. સર્વ પ્રાણીઓના પ્રારબ્ધ, સંચિત અને પહેલાંના કર્મોમાં એક સરખાપણું જોવામાં આવે છે અને સર્વ મનુષ્ય કર્મથી પ્રેરાઇને ક્રિયા કરે છે, એટલા માટે કર્મ બ્રાહ્મણ નથી.

શું ધામિક બ્રાહ્મણ છે ? ના. ક્ષત્રિય વૈશ્ય, વગેરે ઘણા મોટા સુવર્ણદાનીઓ થઇ ગયા છે અને થશે. જેમકે કર્ણ, હરિશ્ચંદ્ર, મેવાડના ભામાશાહ, વગેરે, એટલા માટે ધાર્મિક બ્રાહ્મણ નથી.

તો પછી બ્રાહ્મણ કોણ ? જો કોઇ અદ્વિતીય, જાતિ, ક્રિયા, ગુણહીન, ષડુર્મિ, ષડ્ભાવાદિ, સર્વ દોષ રહિત, સત્ય જ્ઞાન, આનંદ, અનંત સ્વરૂપ, સ્વયં નિર્વિકલ્પ, સંપૂર્ણ, કલ્યાણકારક, સર્વાન્તર્યામી રૂપથી વર્તમાન, બહાર અંદર આકાશ સુધી વ્યાપ્ત, અખંડાનંદ સ્વભાવ, અપ્રમેય (અનંત), અનુભવ માત્રથી જાણવાવાળા અને પ્રત્યક્ષ પ્રકાશિત પરમાત્માને હાથનાં આંગળાં સમાન સાક્ષાત પ્રત્યક્ષ કરીને કૃતાર્થતાથી કામ રાગાદિ દોષોથી રહિત, શમદમાદિ યુક્ત, ભાવ, મત્સર, તૃષ્ણા, આશા, મોહ વગેરેથી રહિત, દંભ, અહંકારાદિથી

અસંયુક્ત મનવાળા છે. એવાં ઉપર પ્રમાણેનાં લક્ષણવાળા જે છે તેજ બ્રાહ્મણ છે. એ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોનો અભિપ્રાય છે. બીજી રીતે બ્રાહ્મણત્વની સિદ્ધિજ નથી.

ઇત્યાદિ અનેક પ્રમાણોથી સિદ્ધ છે કે વર્ણ વ્યવસ્થા ગુણ, કર્મ અને સ્વભાવ પ્રમાણેજ છે. જે મનુષ્ય જે વર્ણના ગુણ, કર્મ અને સ્વભાવને ધારણ કરે તેને તેજ વર્ણનો માનવામાં આવે. એટલા માટે નાર્યાયોને પણ અધિકાર છે કે તે પોતાની પૂરેપૂરી ઉન્નતિ કરીને યોગ્ય વર્ણ વ્યવસ્થા પ્રાપ્ત કરે. એજ વૈદિક સિદ્ધાંત છે અને એજ પ્રમાણે મારો પોતાનો મત છે પરંતુ ઘણા લોક હઠથી, અવિદ્યાથી અથવા અન્ય કારણથી વર્ણ વ્યવસ્થા જન્મથીજ માને છે. એમના સંતોષની ખાતર દુર્જનતોષ ન્યાયાનુસાર, તેમનો મત સ્વીકારીને પણ હું કંઇક નિર્ણય કરવા ઇચ્છુ છું.





# નાય—નાપિત—ન્યાયી—નાયી.

**નાય**—શ્રી તુલસીપ્રસાદજી ઠાકુર આ કુળને "નાય" કુળ બતાવે છે. તેઓ લખે છે કેઃ—

"નાય" શબ્દનો અર્થ નેતા છે અને તે બ્રાહ્મણવાચી શબ્દ છે. નાય થી નાયી શબ્દ બનવાનો ક્રમ એ છે કે "**नी**" ધાતુની વૃદ્ધિ થવાથી **नै** થયું, પછી એમાં **घञ्** પ્રત્યય લાગ્યો, '**घञ्**' પ્રત્યયનો **घ्** અને '**ञ**' નો લોપ થઇને '**अ**' રહી ગયો. પછી '**नै+अ**' ની સંધી થઇને "**नाय**" પદ સિદ્ધ થયું.

**નાપિત**—મેં પહેલી બે આવૃત્તિઓમાં કેટલાક ગ્રંથોના આધારે 'નાપિત' શબ્દ લખ્યો હતો પરંતુ પૂર્ણ વિચાર કર્યો પછી હું જે નિર્ણય ઉપર આવ્યો છું તે વાચકો સમક્ષ રજુ કરૂં છું.

વેદમાં તો આ શબ્દનો પ્રયોગ જોવામાં નથી આવ્યો ! સ્મૃતિઓમાં નાપિતનું લક્ષણ આ પ્રમાણે આપેલું છેઃ—

(૧) બ્રાહ્મણ×વૈશ્યાનો પુત્ર–કુંભાર, નાપિત, કાયસ્થ (**औशनसो स्मृति श्लो० ३२, ३४, ३८**)

(૨) બ્રાહ્મણ×શૂદ્રનો પુત્ર–દાસ અને નાપિત (**पाराशर स्मृति ११ । २३ ॥**)

પરંતુ આ અર્થ આ પ્રસિદ્ધ જાતિઓ માટે નથી થઇ શકતો કેમકે પ્રત્યેક પ્રસિદ્ધ કુંભાર, નાયી, કાયસ્થ અને દાસ, બ્રાહ્મણ વૈશ્યા અગર શદ્રાના પુત્ર નથી એ પ્રત્યક્ષ છે. જો એમ કહેવામાં આવે કે તે વર્ણશંકરની સંતાન હોવાથી વર્ણશંકર છે તે પણ ઠીક નથી કેમકે પ્રથમ તો આ વાતનું કોઈ પ્રમાણ નથી કે એ વર્ણશંકરની સંતાન છે. બીજું વર્ણશંકર જાતિ થઇ શકતી નથી અને તેનાથી સંતાન પણ થતાં નથી. ( આગળ જુઓ ) એ સિવાય વેદ ભાષ્યકાર શ્રી સાયણાચાર્યે—

**देव सवितः संस्कारक पुरुष वा त्वं**
**वप्ता केशानां छेत्ता नापितः ॥**

**(अथर्व०का०८। सु०२। मं०१७ नुं भाष्य)**

દેવ, સવિતા અથવા સંસ્કાર કરાવનાર પુરૂષ ( **ऋत्विज्** ) વપ્તા, કેશનું છેદનકરનાર નાપિત સ્પષ્ટ લખેલું છે. એટલા માટે નાપિત કોઈ નીચ વ્યક્તિને માટે નથી પરંતુ સંસ્કાર કરાવનાર બ્રાહ્મણને માટે વાપરેલો છે.

વ્યાકરણની રીતે એની વ્યુત્પત્તિ આ પ્રમાણે છેઃ—

**नञ्याप् इट् च ॥ उणादि मा० ३ । सु. ८७॥**

આ ઉણાદિના સૂત્રથી 'નાપિત' શબ્દ સિદ્ધ થાય છે. એનો ધાત્વર્થ '**न आप्नोति**' નહિ પ્રાપ્ત કરતા છે. શું તે ટીકાકારોના વિચારો ઉપર નિર્ભર છે? એક ટીકાકારે લખ્યું છે કે "**न आप्नोति सत्कार्याणि इति नापितः**" જે સત્કાર્યોને પ્રાપ્ત કરતો નથી. પરંતુ એજ અર્થ શા માટે લેવામાં આવે?

## न आप्नोति अशौचमिति नापितः

'જે અશૌચ (અશુદ્ધિ) ને પ્રાપ્ત નથી થતો તે નાપિત' આ અર્થ શા માટે લેવામાં ન આવે? આ ઠીક પણ છે કેમકે નાયી જે હમણાં કોઇ સૂતક પાતકવાળા માણસને ત્યાં ક્ષૌરાદિ કર્મ કરીને આવ્યો છે તે જ તત્કાલ વિવાહાદિ શુભકર્મોમાં પણ સંમિલિત થાય છે. નાયીને સૂતક પાતકનું અશૌચ નથી લાગતું એટલા માટે નાયીને "નાપિત કહેવો એજ ઠીક છે. પારાશર સ્મૃતિમાં પણ લખ્યું છે કે:—

**शिल्पिनः कारुका वैद्या दासी दासाश्च नापिताः ।**
**राजानः श्रोत्रियाश्चैव सद्यः शौचाः प्रकीर्तितः ॥**

**पाराशर ३ । २२ ॥**

શિલ્પી, કારક, વૈદ્ય, દાસી, દાસ, નાપિતા, રાજા અને શ્રોત્રિય ( વેદ પાઠી ) તેમનું સૂતક પાતક તત્કાલ દૂર થઇ જાય છે.

**ન્યાયી-નાયી**—મેં આ પુસ્તકની પહેલી આવૃત્તિમાં નાયી,

નાઇ અને નાપિતનો બોધક પારિભાષિક શબ્દ "ન્યાયી" રાખ્યો હતો અને તેનું કારણ એ હતું કે શ્રી. પં. છોટેલાલજી શર્મા મહામંત્રી હિંદુ-ધર્મ વર્ણવ્યવસ્થા મંડળ ફુલેરાએ "જાતિ અન્વેષણ"ના પ્રથમ ભાગ માં લખ્યું છે કે "પ્રાચીન કાળમાં જે મોટા વિદ્વાન અને તર્ક-શાસ્ત્રને જાણવાવાળા હતા તેમનું નામ ન્યાયી રાખવામાં આવ્યું હતું જેનું બગડેલું રૂપ નાયી અથવા નાઇ છે. એમની વિદ્યા અને બુદ્ધિના કારણે છોકરા છોકરીનો વિવાહ; લગ્ન, સગાઇ, વગેરે એમની સંમતિ અનુસાર થતુ હતું." આ શબ્દ મને પણ પ્રિય લાગ્યો—માલૂમ પડવો એટલા માટેજ મેં એનો પહેલી આવૃત્તિમાં ઉપયોગ કર્યો હતો. પરંતુ ઘણા સજ્જનોનો વિચાર એવો છે કે આ જાતિનું નામ નાયીજ રાખવામાં આવે, એમાં પણ કાંઈ હાનિ નથી. એ પણ સંસ્કૃત શબ્દ છે **'नीं'** ધાતુને તાચ્છીલ્ય+ અર્થમાં '**णिनि**' પ્રત્યય લગાડવાથી "**नेतुं शीलमस्यासौ नायी**" "નેતા (Leader)નો સ્વભાવ જેનો હોય તે 'નાયી' થાય છે. નાયીનું નેતૃત્વ અધ્વર્યું હોવાથી પ્રત્યક્ષ સિદ્ધ છે. (પરિશિષ્ઠ જુઓ) લોક-વ્યવહારમાં અને વર્તમાન દશામાં પણ નાયીનું નેતૃત્વ અનેક સ્થળે જોવામાં આવે છે.

૧. પંજાબ વગેરે દેશોમાં સુવાવડીના સૂતકથી ૧૦ મા દિવસે શુદ્ધ થયા પછી નાયી બાળકને ગોદમાં લેઇ સુવાવડીની આગળ આગળ ચાલે છે.

૨. વિવાહ સંસ્કારમાં મુખ્ય નેતા 'નાયી' હોય છે કે જે કન્યાને માટે વર ખોળી કાઢે છે, વરની યોગ્યતાની જૂદી જૂદી રીતે પરીક્ષા

---

+ તાચ્છીલ્ય એટલે સમાનતાના.

કરે છે, સગાઈ કરાવે છે અને પ્રત્યેક કાર્ય તેની સંમતિથી થાય છે અને એજ કારણુથી સર્વની પહેલાં નાયીને પંચવસ્ત્ર પહેરાવવામાં આવે છે. ઇત્યાદિ અનેક પ્રમાણુ છે.

વેદમાં પણુ અનેક સ્થળે 'નાયી'ને "**सविता**" કહ્યા છે:-

**ओं आयमगन्त्सविता क्षुरेणोष्णेन वाय उदके नेहि ॥**

**अथर्व. का. ६ । सु. ६८ । म. १॥**

હે વાયો ( અત્યન્ત ગમનશીલ નાયી ) ! સવિતા ( સર્વ પ્રેરક દેવ ) ! આપ અસ્ત્રા અને ગરમ પાણી સહિત આવો,

અને સાયણાચાર્યે 'સવિતા'નો અર્થ "**सर्वस्व प्रेरको देवः**" કર્યો છે એટલા માટે નાયી નામ સર્વ પ્રકારે યોગ્ય છે અને હવેથી હું "નાયી"×શબ્દનોજ ઉપયોગ કરીશ.



**×કેટલાક સજ્જનોને 'ન્યાયી' શબ્દજ પ્રીય છે. મને એમાં પણ કંઈ આપત્તિ નથી. એ શબ્દ પણ નાયી જાતિ પર ઘણો સારો લાગુ પડે છે.**



# નાયી એટલે ક્ષૌર કર્મ કરનાર.

ભારતના દુર્ભાગ્યથી જ્યારે મુસલમાનોનું રાજ્ય થયું ત્યારે કર્યો અત્યાચાર આ દેશવાસીઓ પર નહોતો થયો ? જીવતા જીવ બાળવામાં આવ્યા. ખાલ ખીચાવી ભુંસું ભરાવવામાં આવ્યું. ધર્મને માટે ઘાણીમા પીલવામાં આવ્યા અને દીવાલામા-ભીતોમા ચણવામા આવ્યા. શિખા અને જનોઇ છીનવી લેવામાં આવી. વહુ દીકરીઓનો બળાત્કારથી ધર્મ નષ્ટ કરવામાં આવ્યો. આપણાં શાસ્ત્રો ફુંકી ફુંકીને બાળી મૂકવામાં આવ્યાં. ગામનાં ગામ ભસ્મ કરી દેવામાં આવ્યાં. શરીર પર તેલ છાંટી અગ્નિ લગાડવામાં આવ્યો. જે બ્રાહ્મણ અને ક્ષત્રિયમાં આત્મિકબળ હતું તેમણે પ્રાણ આપ્યો પરંતુ ધર્મ ન તજ્યો. ફત્તેહસિંહ અને હરિસિંહને દીવાલોમાં ચણવામાં આવ્યા. ગુરુ ગોવિંદ, વીર હકીકત અને તેગ બહાદુરે પ્રાણ આપ્યા. પરંતુ જેનામાં આત્મિક બળ નહોતું તેમાંના કેટલાકે મુસલમાનોનો આશરો લીધો અને પોતાની જનોઇ, ચોટલી કાઢી નાંખ્યાં. નામ અને વેષ બદલી લીધો. પોતાપણું તજી દીધું. ( બ્રાહ્મણે બ્રાહ્મણત્વ, ક્ષત્રિયે ક્ષત્રિયત્વ વૈશ્યે વૈશ્યત્વ અને શૂદ્રે શૂદ્રત્વ ) જાર, રોડ, ગૂજર, રાજપૂત (રાંઘડ) વિગેરે ઘણાએ ધંધો બદલી દીધો. કેટલાક બ્રાહ્મણ,

ક્ષત્રિય કુલોત્પન્ન સોની, લુહાર, સુથાર, છીપા, માળી, વગેરેએ કેવળ ધંધા પરથી નામ રાખી લીધાં અને વર્ણત્વબોધક બ્રાહ્મણ, ક્ષત્રિયઃ આદિ નામ ઉડાવી દીધાં. દ્વિજત્વ બોધક ચિન્હ જનોઇ પણ ઉતારી નાંખી. આવું કરવાથી યવન લોક તેમની ઉચ્ચતાને સારી રીતે જાણી શકયા નહિ. તેમાંથી ઘણાએ પોતપોતાને "નાયી"* જ કહેવાની શરૂઆત કરી દીધી અને પોતાનો ધંધો-પંચાગાદિ બનાવવાનું અને ભણવા-ભણાવવા સંબંધીનુ કાર્ય કરતા રહ્યા. કેટલાકે નામની સાથે સાથે કામ પણ બદલી દીધું.

મારા પોતાના કથનને પુષ્ટી મળે એટલા માટે થોડાંક પ્રમાણ નીચે આપુ છું:—

(૧) "१९७ नाई पांडेः-" એ એક કાન્યકુબ્જ બ્રાહ્મણોનો ભેદ છે અને તેના બે ભેદ થઇ ગયા છે. તેમાં જે ભણેલગણેલ હતા તે તો પોતાને બ્રાહ્મણ સમજીને કાન્યકુબ્જમાં ભળી ગયા પરંતુ જે સમુદાય વિદ્યાહીન હતો તે અસ્ત્રાનું અને વાડકીનુ પૂજન કરતાં કરતાં પરસ્પર સ્વજાતિ વર્ગની હજામત કરવા લાગ્યા જેથી તેઓ નાઇ પાંડે કહેવાવા લાગ્યા એ રીતે એ લોક પરસ્પર હજામત કરતાં કરાવતા અન્ય ઉચ્ચ જાતિની પણ બીજા નાયીની માફક હજામત કરવા લાગ્યા. એ લોક સયુક્ત પ્રાન્તના ફરૂખાબાદ અને કાનપુર તથા પ્રયાગાદિ જીલ્લામાં છે. એ બ્રાહ્મણાનુકૂલ કર્મ કરી શકે છે."

(ब्राह्मण निर्णय प. ३१४-३१५)

* નાયી બ્રાહ્મણનું નામાંતર છે. **वेदव्यासः, नय, गुरुः** એ નામ બ્રહ્મણનાં છે" **नय** થી **नाय** અને તેથી **नायी** બન્યું છે. (ब्राह्मण निर्णय पृ. २९)

(૨) એજ પ્રમાણે રીજલે મહાશય પણ લખે છે કેઃ-

The caste is clerly a functional group formed in probability from the members of respectable caste, who in different parts of the country adopted the profession of Barbers The tribes and caste by Risely)

( ना. कु. उ. )

નાયી જાતિ ઉચ્ચ (માનનીય) જાતિના પરિવારથી બનેલા દેખીતી રીતે પરિશ્રમી સમુદાય છે કે જેણે દેશના ભિન્નભિન્ન ભાગોમાં નાયીનો ધંધો સ્વીકારી લીધો છે.

ઘણા બ્રાહ્મણ+ અને ક્ષત્રિય કુળ સપૂતોએ પોતાની મૂર્ખતાથી શુદ્રોનું કામ પણ પોતાના હાથમાં લઇ લીધું. જેમકે પાણી ભરવુ. રસોઇ બનાવવી, ભાર ઉપાડવો, વગેરે. કેટલાક તો અતિ નીચ કર્મ કરવા લાગ્યા—નાટકમાં સ્ત્રીનું રૂપ લઇ નાચવા લાગ્યા. અફસોસ ! અફસોસ ! ! અફસોસ ! ! !



+હજામત બનાવવી એ નિન્દિત કર્મ નથી ( જુઓ નાયીના કાર્યનું ગૌરવ. )



# નાથી જન્મ.

રજ પ્રધાન છે કે વીર્ય ? જન્મથીજ વર્ણવ્યવસ્થા માનવાવાળા વર્ણનિર્ણય જન્મથીજ કરે છે. એકજ વર્ણના સ્ત્રીપુરુષથી જે સંતાન થશે તે તો તેજ વર્ણનાં થશે પરંતુ અસવર્ણ સંબંધ થવાથી તે સંતાન કઇ વર્ણમાં સમજવાં એ વિચારવા યોગ્ય છે.

વર્ણશંકર—કેટલાક લોકોનું કહેવું છે કે વર્ણશંકર સંતાન નિંદિત હોય છે પરન્તુ વિચાર કરી જોશો તો માલૂમ પડશે કે વર્ણશંકર કંઇ પણ નથી. જો હોય તો કહો કે વર્ણશંકર શું છે ? ઉત્તર એજ મળે છે કે એક વર્ણના પુરુષથી અને બીજી વર્ણની સ્ત્રીથી ઉત્પન્ન થયેલ સંતાન વર્ણશંકર થશે. ત્યારે જાણવું જોઇએ કે વર્ણ શું છે ? વર્ણ નથી જીવ કે શરીર (પાછળ જુઓ) વર્ણ કોઇ ગુણકર્મ–સ્વભાવનું ખાસ નામ છે. તે જે કોઈ વ્યકિતમાં હોય છે તેને તે વર્ણમાં સમજી લેવો એટલા માટે રજવીર્યના સંબંધથી વર્ણશંકર સંતાન થઇ શકતુંજ નથી.

કેટલાક કહે છે કે જેવી રીતે ગધેડી અને ઘોડાના સંબંધથી ખચ્ચર જાતિ ઉત્પન્ન થાય છે તેવીજ રીતે એક જાતિના પુરૂષથી અને બીજી જાતિની સ્ત્રીથી ઉત્પન્ન થયેલ સંતાન વર્ણશંકર જાત (જેમકે નાઇ, કુંભાર વગેરે) બની જાય છે. તે પણ ઠીક નથી. કેમકે મનુષ્ય જાતિ એ એક જાતિ છે અને એક જાતિમાં વર્ણશંકર સંભવેજ નહિ. ખચ્ચર કોઇ નથી. ન્યાય દર્શનમાં લખ્યું છે કેઃ—

**समानप्रसवात्मिका जातिः ॥**

**न्याय दर्शन अ. २ । आ. २ । सू. ६६ ॥**

જાતિ તે છે કે જેથી તદનુરૂપ સંતતિ ઉત્પન્ન થાય. પરંતુ ખચ્ચર ખચ્ચરીથી કદિ પણ સંતતિ થઇ શકતી નથી. એટલા માટે વર્ણશંકરથી પણ સંતાન ન થવું જોઇએ. પરંતુ જેને ગ્રંથોમાં લખ્યું છે કે એ વર્ણશંકર છે (જેમકે નાયી, કુંભાર, વગેરે) તેમનાં સંતાન પ્રત્યક્ષ માલૂમ પડે છે. એટલા માટે તેઓ વર્ણશંકર થઇ શકતા નથી. જે વર્ણશંકરને (જે ખરી રીતે કંઇ નથી) ખચ્ચરની ઉપમા આપે છે તે મહામૂર્ખ છે. એ પ્રમાણે કલમી ઝાડનું બી કદિ સ્વજાતિ ઉત્પન્ન કરી શકતુ નથી. કોઇ પણ માળી કલમી વૃક્ષના બીજને વાવીને તેજ પ્રમાણે જાતિ ઉત્પન્ન કરી શકતો નથી. આ પ્રમાણે વર્ણશંકરથી પણ સંતાન ન થવાં જોઇએ. પરંતુ એવું નથી, એટલા માટે આ વર્ણશંકરની× ગપ તદ્દન પાયા વગરની છે. અને જો કદાચિત વર્ણશંકરની સત્તા માની લઇએ તો તે પણ ચારે વર્ણમાં મિશ્રિત હશે.

---

× જો કોઇ કહે કે શાસ્ત્રોમા વર્ણશંકરનું વર્ણન શાથી મળી આવે છે તો તેનો ઉત્તર એ છે કે જે નીચ લોકોએ મદ્ય, માંસ-

મનુ મહારાજ કહે છે કે:—

**ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।**
**चतुर्थ एक जातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥**

**मनु. ।**

બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, એ ત્રણ વર્ણ દ્વિજ છે અને એક ચોથી વર્ણ શૂદ્ર છે, પાંચમી કોઇ નથી. એટલા માટે વર્ણશંકર પણ એ ચારમાંથી ગણવામાં આવશે. એ બાબતમાં ઇતિહાસ પણ એજ સાક્ષી પૂરે છે. ક્ષત્રિકુલોત્પન્ન રાજા શાન્તનુથી, માછીની છોડી સત્યવતી (મત્સ્યોદરી) ના ગર્ભથી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય ક્ષત્રિ કહેવાયા અને રાજ્ય સિંહાસન ઉપર બેઠા. એ બંનેની સ્ત્રીઓ (કાશીરાજની કન્યાઓ)માં બ્રહ્મર્ષિ વ્યાસના વીર્યથી જન્મ લઇને ધૃતરાષ્ટ્ર અને પાંડુ ક્ષત્રિ થયા. વર્ણશંકર સંતાન માતૃવર્ણાનુકૂલ, પિતૃવર્ણાનુકૂલ અથવા અન્ય કોઇ છે એ નિશ્ચયાત્મક કહેવું કઠિન છે. સ્મૃતિએ કંઇક વિચાર કર્યો છે ખરો પરંતુ તે પરસ્પર વિરૂદ્ધ હોવાથી અમાન્ય થઇ જાય છે. તથાપિ ઘણું કરીને એજ પ્રતીત થાય છે કે વીર્યનીજ શ્રેષ્ઠતા હોય છે. કોઇ કોઇ વાર ક્ષેત્રના સ્વામીનો પણ અધિકાર હોય છે પરંતુ તે નિયોગની અવસ્થામાં, તેથી વીર્યનેજ પ્રધાન માનવામાં આવ્યુ છે. જેનાં ઘણાં પ્રમાણ મળે છે. શ્રીમદ્ ભાગવત નવમસ્કંધ અ. ૧૪ માં એક કથા આવે છે કે

---

ભક્ષણ, વ્યભિચાર, આદિ ઘૃણિત વિષય શાસ્ત્રોમાં ભેળવી દીધા તેમણેજ એવી કલ્પનાઓ કરીને દેશ, જાતિ અને ધર્મનું સત્યાનાશ કાઢયું છે.

ચંદ્રમાએ રાજસૂય યજ્ઞ કરીને ત્રણે લોકને જીતી લીધા અને અભિમાનને લીધે પોતાના ગુરૂ બ્રહસ્પતિની ફરિયાદ થવાથી બ્રહ્માજીએ ચંદ્રમાને ધમકાવીને ગર્ભવતી તારા બ્રહસ્પતિને પાછી અપાવી. તે તારાએ સુવર્ણ સમાન કાન્તિમાન પુત્રને જન્મ આપ્યો. તે પુત્રને લેવાને માટે બ્રહસ્પતિ અને ચંદ્રમામાં વિવાદ થવા લાગ્યો ત્યારે—

**ब्रह्मा तां रह आहूय, तमप्राक्षीच्च सान्त्वयन् ।**
**सोमस्येत्याह शनकैः, सोमस्तं तावदग्रहीत् ॥**

**भागवत स्क. ९ । अ. १४ ॥**

બ્રહ્માજીએ તારાને એકાંતમાં બોલાવીને શાંત કરી પૂછ્યુ તો તેણે કહ્યું કે આ ચંદ્રમાના વિર્યથી ઉત્પન્ન થયો છે. ત્યારે તે ચંદ્રમાને આપવામાં આવ્યો; અને આ પ્રમાણે ગુરૂપત્ની ગમન રૂપ મહાપાતકથી ઉત્પન્ન થયેલ પુત્ર નવગ્રહોમા બુધ કહેવાયો અને તે બુદ્ધિમાન થયો. તે બુધનું પણ આવાહન (આમંત્રણ) વિવાહ વગેરે શુભ કર્મોમાં થાય છે.

એ પ્રમાણેઃ—

**यादृशं तूप्यते बीजं क्षेत्रे कालोपपादिते ।**
**तादृगारोहति तत्तस्मिन् स्वैर्व्यञ्जितं गुणैः ॥**

**मनु. ९ । ३६ ॥**

સમયાનુસાર ખેતરમાં જેવું બીજ વાવવામાં આવે છે તે પોતાના ગુણોના બળથી તેવુંજ ઉત્પન્ન થાય છે.

ब्राह्मण्यां ब्राह्मणाज्जातो, ब्राह्मणः स्यान्न संशयः ।
क्षत्रियायां तथैवस्या द्वैश्यायामपि चैवहि ॥
महाभारत अनु. पर्व. अ. ४७। श्लोक २८ ॥

બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલ સંતાન બ્રાહ્મણ થાય છે અને ક્ષત્રિ તથા વૈશ્યમાં ઉત્પન્ન થયેલ સંતાન પણ બ્રાહ્મણ થાય છે, એમાં જરાએ સંદેહ નથી.

પારસ્કર ગૃહ્યસૂત્રમાં લખ્યું છે કેઃ—

शूद्रामप्येके मन्त्र-वर्जम् ॥
पारस्कर गृह्यसूत्र का. १। क. ४। म. १२॥

આ વાકય પ્રમાણે શૂદ્રા સર્વ વર્ણની સ્ત્રી થઇ શકે છે.

शूद्रैव भार्य्या शूद्रस्य, साच स्वा च विशः स्मृते ।
ते च स्वा चैव राज्ञश्च, ताश्च स्वा चाग्रजन्मनः ॥
मनु. ३ । १३ ॥

શૂદ્રની સ્ત્રી શૂદ્રાજ હોય; વૈશ્યની વૈશ્યા વા શૂદ્રા; ક્ષત્રિની ક્ષત્રિયા, વૈશ્યા વા શૂદ્રા; અને બ્રાહ્મણની ચારે વર્ણની સ્ત્રી થઇ શકે છે. એટલા માટે બ્રાહ્મણ શૂદ્રાથી ઉત્પન્ન થયેલ સંતાન પણ બ્રાહ્મણ થશે.

**નાયી જન્મ**--ગ્રંથો જોવાથી માલુમ પડે છે કે નાંપિતનો જન્મ બે પ્રકારથી વર્ણવ્યો છે.

એ પ્રમાણે:—

(१) वैश्यायां× विप्रतश्चौर्यात्कुम्भकारः स उच्यते ।
कुलाल-वृत्या जीवेत्तु नापिता वा भवन्त्यतः ॥
औशनसी स्मृति ३२, ३३ ॥

વૈશ્યામાં છુપી રીતે બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલ સંતાન કુંભાર કહેવાય છે અને તે કુંભારના કામથી નિર્વાહ કરે, અથવા તેથી નાપિત થાય છે.

આ પ્રમાણે નાયીઓનો નંબર વશિષ્ઠ ગોત્રીય બ્રાહ્મણોથી ઉંચો છે કેમકે તે વૈશ્યા પુત્ર છે.

(२) शूद्र-कन्या+ समुत्पन्नो ब्राह्मणेन तु संस्कृतः ।
असंस्काराद्भवेद्दासः, संस्कारादेव नापितः ॥
पाराशर स्मृति अ.११श्लो.२३ ॥

× સારૂં થયું કે નાપિતનો જન્મ વૈશ્યા (વૈશ્યની છોકરી) થી બતાવ્યો. યદિ વેશ્યા (રંડી. ગુણિકા) થી કહી દીધા હોત તો નાયીઓને વશિષ્ઠ ગોત્રીય બ્રાહ્મણો સાથે ભાઇચારો કરવો પડત, કેમકે "गणिका-गर्भ-संभूतो वशिष्ठश्च महामुनिः"

महा.॥

+ નાયી ભાઇઓએ પરાશર સ્મૃતિના અને ઔશસીન સ્મૃતિના કર્તાઓને હાર્દિક ધન્યવાદ આપવો જોઇએ કેમકે તેમણે નાપિતને વૈશ્યા વા શૂદ્ર કન્યા અને બ્રાહ્મણથી ઉત્પન્ન કરી દીધા!

શૂદ્ર કન્યાથી ઉત્પન્ન થયેલ બ્રાહ્મણથી જન્મ લેઇને જો સંસ્કાર ન થાય તો દાસ કહેવાય છે અને સંસ્કાર થઇ જાય તો નાપિત.

---

ઠીક થયું કે નાપિત સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ઉત્પન્ન થયા નથી. જો કોઇએ તેમને નાસિકેતની માફક નાક અથવા કર્ણની માફક કાનથી ઉપન્ન કરી દીધા હોત તો તેઓ શું કરત? અથવા કંઇ સત્યવતીના સમાન માછલીથી અથવા માધાન્તાની માફક રાજા યવનાશ્વના ગર્ભથી પેદા કરી દીધા હોત તો નાપિતોને પોતાની માતા અથવા પિતાનુ પેટ ફાડીનેજ બહાર નીકળવું પડત? પરન્તુ એક મઝા ઓર આવત અને તે એકે પિતાનુ પેટ ફાડયું હોત તો ઇંદ્રનું દુધ! પીવાનું મળત!!! નાયીઓને અગસ્ત્ય ઋષિની માફક ઘડાથી પણ ન કાઢયા! ધન્ય છે એ લાલ બુઝકડી કથાઓના લખનારાઓને! જેને જ્યાંથી ઇચ્છા થઇ ત્યાંથી ઉત્પન્ન કર્યા! એ ન વિચાર્યું કે કોઇ દિવસ વૈદિક સૂર્યનો પણ ફરીથી ઉદય થશે અને ધુવડની માફક સંતાવાનું સ્થાન પણ નહિ મળે?

શૂદ્રા અને બ્રાહ્મણથી જન્મ લેવાના કારણે નાયી લોક વ્યાસના ભાઈ છે કેમકે વેદાન્ત સુત્રના નિર્માતા, પાતંજલ યોગદર્શનના ભાષ્યકાર અને કથાકોષ તથા ૧૮ પુરાણોના કર્તા (જેમકે પુરાણોને માનવાવાળા કહે છે) મહર્ષિ વ્યાસ, પરાશર અને માછીની છોડીના પુત્ર હતા અને એક પ્રકારે વ્યાસથી પણ વધુ ચઢિયાતા છે કેમકે નાપિતનપતા તો બ્રાહ્મણ હતા. પરંતુ વ્યાસના પિતા પરાશર શ્વપાકી (ચંડાલણ) ના પુત્ર હતા.-"**स्वपाकयास्तु पराशरः**"

**(महाभारत)**

એથી માલૂમ પડયું કે બ્રાહ્મણ પિતા અને વૈશ્યા અથવા શુદ્રા માતાથી* નાપિતનો જન્મ થયો. ઉપર પ્રમાણે "બીર્ય પ્રાધાન્ય" ના સિદ્ધાન્તાનુસાર નાયી "બ્રાહ્મણ" સિદ્ધ છે અને કહેવરાવવાને અધિકારી છે.

મનુ કહે છે કેઃ—

यादग्गुणेन भर्त्रा स्त्री संयुज्येद्यथा विधिः ।
तादग्गुणा साभवति, समुद्रेणेव निम्नगा ॥
मनु. ९ । २२ ॥

સ્ત્રી જેવા ગુણવાળા પતિ સાથે જોડાય છે, તે તેવાજ ગુણવાળી થઇ જાય છે. જેમકે સમુદ્રને મળીને નદી.

येन येन तु वर्णेन, या कन्या परिणीयते ।
तत्समं सूतकं याति, तथा पिण्डोदकेऽपिच ॥
औशनसी स्मृति ८५ ॥

જે જે વર્ણ સાથે કન્યાનો વિવાહ થાય છે તેના અનુકૂળ

---

* મારા કેટલાક મિત્ર આ વાતથી ઘણાજ નારાજ થયા કારણકે મેં નાયી જાતિનો વર્ણશંકર હોવાનો શ્લોક મારા પુસ્તકમાં મૂકી દીધો અને એ પ્રમાણે મેં નાયી જાતિને કલંકિત કરી દીધી. પરંતુ એ ભૂલ છે. નાયી જાતિને ભૂલે ચૂકે પણ વર્ણશંકર માનતો નથી. નાયી જન્મના વિષયમાં મેં મારો સિદ્ધાન્ત આ આવૃત્તિના અંતમાં આપી દીધો છે.

સૂતક, પિંડદાન, વગેરેનો નિયમ હોય છે. વિવાહ થયા પછી કન્યાનું તેજ ગોત્ર થાય છે કે જે તેના પતિનું હોય છે.

अक्षमाला वशिष्ठेन संयुक्ताधम योनिजा।
शारङ्गी मन्दपालेन जगामाभ्यर्हणीयताम् ॥

मनु. ९। २३ ॥

एवं कृत–प्रतिज्ञां तु, निशम्य झष–जीविकः।
ददौ सत्यवती तस्मै राज्ञे सर्वाङ्ग–शोभनम् ॥

याज्ञवल्क्य २६१ ॥

અધમ યોનીમાં ઉત્પન્ન થયેલી અક્ષમાલા વશિષ્ઠ સાથે જોડાઈ અને શારંગી મંદપાલથી પત્નીભાવને પામી. એજ પ્રમાણે માછીએ પ્રતિજ્ઞા કરવાના કારણે સર્વાંગ સુંદરી સત્યવતી રાજા (શાન્તનુ) ને આપી દીધી.

કહ્યું છે કેઃ—

स्त्रियो रत्नान्यथो विद्या, धर्म शौचन्तु भाषितम्।
विविधानि च रत्नानि, समादेयानी सर्वतः ॥

मनु. २। २४० ॥

સ્ત્રી, રત્ન, વિદ્યા, કર્મ, શૌચ, ઉત્તમ વચન અને વિવિધ રત્ન સર્વ જગ્યાએથી લેવાં જોઈએ. એટલા માટે વૈશ્યા અથવા શૂ-

દ્રાને પેટે જન્મ લેવાથી શૂદ્ર નથી થઇ શકતો એથી બ્રાહ્મણ પિતા હોવાના કારણે નાયી શૂદ્ર નથી પણ બ્રાહ્મણ છે. ઘણા લોકો કળિયુગનું બહાનું કાઢી ( જે તદ્દન પાયા વગરનું છે ) ઉન્નતિ કરવામાં આડે આવે છે એમના સંતોષની ખાતર હું એક કથા ભવિષ્ય પુરાણમાંથી નીચે આપું છું:—

त्रिपाठीनो द्विजस्यैव, भार्या नाम्ना हि कामनी ।
मैथुनेच्छावती नित्यं, महाघूर्णित लोचना ॥
द्विजः सप्तशती पाठे, वृत्त्यर्थं कर्हिचिद्गतः ।
ग्रामे देवलके रम्ये, बहुवैश्य–निषेवित ॥
तत्र मासगतः कालौ, नाययौ स्व--मन्दिरे ।
तदा तु कामिनी दुष्टा, रूप--यौवन--संयुता ॥
दृष्ट्वा निषादं सबलं, काष्टभारोपजीवितम् ।
तस्मै दत्त्वा पञ्चमुद्रा बुभुज्ज काम--पीडिता ॥
तदा गर्भ दधौ साच, व्याध--वीर्य्येण सेचितम् ।
पुत्रोऽभूद्दशमासान्ते, जातकर्म पिताऽकरोत् ॥
द्वादशाब्दे गते काले, स धूर्तो वेद--वर्जितः ।
व्याध–कर्म–करो नित्यं, व्याध–कर्मा यतोऽभवत् ॥
निष्कासितौ द्विजेनैव, मातृपुत्रौ द्विजाधमौ ।
त्रिपाठी ब्रह्मचर्य्यं तु, कृतवान् धर्म–तत्परः ॥

निषादस्य गृहे चोभौ, वने गत्वोषतुर्मुदा ।
एतयोः जार-भावेन, बहु द्रव्यमुपार्जितम् ॥
व्याध-कर्मा तु चौर्य्येण, पितृ मातृ-प्रियङ्करः ।
कदाचित्प्राप्तवांस्तत्र, द्विज-वस्त्रं समुद्धृतम् ॥
श्रतभ्रादि-चरित्रं हि, तेन शब्द-प्रियेण वै ॥
पाठ पुण्य-प्रभावेण, धर्म-बुद्धिस्ततोऽभवत् ।
दत्वा चौर्य्य-धनं सर्वं, तस्मै विप्राय पाठिने ॥
शिष्यत्वमगमत्तत्राक्षरमेशं जजाप ह ।
बीज-मन्त्र-प्रभावेण, तदाङ्गात्पापमुल्वणम् ॥
निसृतं कृमि-रूपेण, बहुवर्णेन तापितम् ।
त्रिवर्षान्ते च निष्पापो, बभूव द्विज-सत्तमः ॥
पठित्वाऽक्षर--मालां च, जजापादि चरित्रकम् ।
द्वादशाब्द--मिते-काले, काश्यां गत्वा तु स द्विजः ।
अन्नपूर्णां महादेवीं, तुष्टाव परया मुदा ॥
सा इत्यष्टोत्तरे जप्त्वा, ध्यानास्तिमित-लोचना ।
सुष्वाप तत्र मुदिता, स्वप्ने प्रादुरभूच्छिवा ॥
दत्वा तस्मै ऋग्विद्यां, तत्रैवान्तरधीयत ॥
उत्थाय स द्विजो धीमान्, लब्ध्वा विद्यामनुत्तमाम् ॥

**विक्रमादित्य–भूपस्य यज्ञाचार्यो बभूव ह ॥**
**भविष्य पुराण प्रति–सर्ग–पर्व ३ ।खण्ड २।अ.३४॥**

એક ત્રિપાઠી બ્રાહ્મણની કામિની નામની સ્ત્રી હતી, જે હમે-શાં મૈથુનેચ્છા રાખતી હતી અને દૃષ્ટિથી પણ ક્રૂર હતી. બ્રાહ્મણ દેવહક નામના ગામમાં કે જ્યા ઘણા વૈશ્યોનો જુથ હતો ત્યા નિર્વા-હાર્થે સપ્તશતીનો પાઠ કરવા ચાલ્યો ગયો. એક માસ થઇ ગયો છતાં પણ પોતાને ઘેર પાછો આવ્યો નહિ. ત્યારે તે રૂપ યૌવનથી ભરેલ દુષ્ટા કામિનીએ લાકડાં વેચી નિર્વાહ કરનાર એક બળવાન પારધીને જોઇને પાંચ રૂપીઆ આપી પોતાનો કામાગ્નિ શાંત કરાવ્યો. આવી રીતે તેણે પારધીના વીર્યથી સેચિત થઈને ગર્ભ ધારણ કર્યો. દશ માસને અંતે પુત્ર જન્મ્યો અને પિતાએ જાતકર્મ સંસ્કાર કર્યો. તે બાર વ-ર્ષનો થયો ત્યારે વેદવિવર્જિત ઠગાઈ અને પારધીનો ધંધો કરવા લાગ્યો આથી તેનું નામ 'વ્યાધકર્મા, પડયું. પેલા ત્રિપાઠી બ્રાહ્મણે તે નીચ દ્વિજ[1] માતા અને પુત્રને ઘરમાથી કાઢી મૂકયાં અને પોતે ધર્મ પૂર્વક બ્રહ્મચર્ય પાળી રહ્યો. ત્યારે તે બંને જણ વનમાં જઇ પાર-

---

૧. જ્યારે એક વિષાદના (પારધીના) વીર્યથી અને વ્યભિચા-રિણી બ્રાહ્મણીથી ઉલ્ટી વિધિથી જન્મ લેઇને ચોરી અને વ્યભિચાર કરતા છતાં દ્વિજ કહેવાઇ શકયો તો બ્રાહ્મણ પિતાના પુત્ર નાયી 'બ્રાહ્મણ' કહેવરાવે તો કોણ રોકી શકે છે ? જ્યારે નીચમાં નીચ રાક્ષસ પણ '**आइम्**' અક્ષરને જપવાથી કળિયુગમાંજ પવિત્ર થઇ ગયો અને વીર વિક્રમાદિત્યનો યજ્ઞાચાર્ય બન્યો તો નાયીઓને શો વાંધો ? તેઓ પણ '**ओइम्**'ના જાપથી અને વેદાભ્યાસ દ્વારા ઉત્તમ બ્રાહ્મણ બની શકે છે, એમાં કંઇ પણ સંદેહ નથી.

મીને ઘેર રહ્યાં અને દરરોજ જાપકર્મ કરી પુષ્કળ ધન પ્રાપ્ત કર્યું. તે બ્રાહ્મણમાં કે જે ચોરી કરીને માતા પિતાનો વ્હાલો બની રહ્યા હતો તેને એક દિવસે બ્રાહ્મણનું ઉતરેલું વસ્ત્ર જડયું. તે શબ્દપ્રિયે આદિ ચરિત્ર સાંભળ્યું અને તેના પુણ્ય પ્રભાવથી ધર્મિષ્ટ અને બુદ્ધિમાન થઇ ગયો. ચોરી આણેલું સર્વ ધન તે પાઠ કરનાર બ્રાહ્મણને આપી તેનો શિષ્ય બન્યો અને ओ३म् અક્ષરનો જાપ કર્યો. તે બીજ મંત્રના પ્રભાવથી, પેટમાંથી જેમ કરમીઆ ઝાડા વટે બહાર નીકળી જાય છે તેમ સર્વ પાપ બળી ગયા. ત્રણ વર્ષે તે દ્વિજ નિષ્પાપી બની ગયો. વર્ણમાલાનો અભ્યાસ કરી તેણે આદિ ચરિત્રનો જાપ કર્યો. બાર વર્ષ પુરાં થયા પછી તે બ્રાહ્મણે અન્નપૂર્ણા મહાદેવીને સંતુષ્ટ કીધી. તેણી કે જે ધ્યાનમાં નેત્ર મીંચી મગ્ન થઈ ગઇ હતી તે જપથી પ્રસન્ન થઇ અને તે કલ્યાણકારિણીએ તેને સ્વપ્નમાં દર્શન દીધાં. તેને ઋગ્વેદની વિદ્યા આપીને ત્યાંજ અંતર્ધ્યાન થઇ ગઇ. તે બુદ્ધિમાન બ્રાહ્મણે ઉઠીને ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરી અને મહાપ્રતાપી રાજાધિરાજ વિક્રમાદિત્યનો યજ્ઞાચાર્ય થયો. સત્ય છે.

**विद्यातपोभ्यां भूतात्मा, बुद्धिर्ज्ञानेन शुद्ध्यति ॥**

**मनु. अ. ५ । श्लो. १०९ ॥**

કવષ એલૂષ દાસી પુત્ર (જુઓ શતપથ બ્રાહ્મણ) હોવા છતાં પણ વિદ્યા અને તપના બળથી ઋગ્વેદના દશમા મંડલનાં કેટલાંક સૂત્રોના દ્રષ્ટા ઋષિ થઇ ગયા. એતરેય ઋષિ ઇતરા (અંત્યજ—ચંડાલણ)ના પુત્ર (જુઓ શંકર ભાષ્ય) મુક્તિપ્રદ જ્ઞાનકાન્ડના ભાણ્ડ ઋગ્વેદના એતરેય બ્રાહ્મણના કર્તા થયા. નાચી પણ શુભ કર્મ કરતાં કરતાં જ્ઞાન અને તપના પ્રભાવથી સર્વ કોઈ બની શકે છે. વીર્ય પ્રાધાન્યના સિદ્ધાન્તથી પણ નાચી બ્રાહ્મણ સિદ્ધજ છે.



# નાયીનું અન્ન ભોજ્ય છે.

नापितान्वय-मित्रार्धसीरिणो-दास-गोपकाः ।
शूद्राणामप्यमीषां तु भुक्त्वान्नं नैव दुष्यति ॥
व्यास स्मृति ३ । ५१ ॥

શૂદ્રોમાંથી નાયી, પ્યારા મિત્ર, ખેતીનો ભાગીદાર, દાસ અને ગોપ ( ગોવાળીઆ ) એમનું અન્ન ખાધાથી દૂષિત થવાતું નથી.

दास-नापित-गोपाल-कुल मित्रार्द्ध सीरिणः ।
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥
पाराशर स्मृति ११ । २२ ॥

દાસ, નાયી, ગોપ, મિત્ર, ખેતીનો ભાગીદાર અને જે આત્મભોગ આપે તે શૂદ્રોનું અન્ન ભોજ્ય છે.

અહીં શંકા એ ઉઠે છે કે આ સ્મૃતિઓના લેખકોએ નાપિતને શૂદ્ર માન્યા છે. ખેર ! તેથી ચિંતા કરવાની નથી. કૃષ્ણભક્તોએ પોતાના ઉપાસ્ય દેવને, સોળ કળાના પૂર્ણ અવતાર, આનંદકંદ, શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનને “ **चोर जार-शिखामणिः** ” ચોર અને

વ્યભિચારના સરદાર લખ્યા છે. એટલે સુધી કે દરરોજ ગાળો પણ દે છે. એ પ્રમાણે "**महावराहो गोविन्द:**" "ભગવાન મડો સુઅર છે." અસ્તુ, નાયીઓ ઉપર ચેરી જારીનો દોષ તો નથી લગાડયો ! એ પણ મહેરબાની છે. નાયી તે બ્રાહ્મણ બુવાંથી સારા છે. જે એઓ ચલાવે છે, નાટકોમાં સ્ત્રી પુરુષોને રૂપ બદલી બદલીને લોકોને રિઝાવે છે, ઇત્યાદિ કર્મ કરનારનું અન્નજળ ગ્રહણ કરવું એ પણ ઠીક નથી.

જુઓ મનુમહારાજ કહે છે કે:-

हस्ति-गोऽश्वोष्ट्र-दमको, नक्षत्रैर्यश्च जीवति ।
पक्षिणां पोषको यश्च, युद्धाचार्य्यस्तथैवच ॥
आचार-हीनः क्लीवश्च नित्यं याचनकस्तथा ।
कृषि-जीवी श्लीपदी च सद्भिर्निन्दित एव च ॥
एतान्विगर्हिताचारानपाङ्क्तेयान्द्विजाधमान् ।
द्विजाति-प्रवरो विद्वान्, उभयत्र विवर्जयेत् ॥
मनु. ३ । १६२, १६५, १६७ ॥

હાથી, બળદ, ઘોડા ઊંટને ચલાવવાવાળા, જ્યોતિષી, પક્ષી પાળવાવાળા, યુદ્ધ વિદ્યા શિખવનાર, આચારથી હીન, નપુંસક, હમેશ ભિખ માગનાર, ખેતી કરનાર, રક્તપીડીઆ રોગવાળા, અને સત્પુરુષોથી નિંદિત. એ નિંદિત આચારવાળા અને પંક્તિબાર અધમોને દ્વિજાતિ-પ્રવર (દ્વિજાતિમાં શ્રેષ્ઠ) વિદ્વાન દેવ અને પિતૃકર્મોમાંથી ત્યાગ કરજો એમના હાથનું અન્ન ભોજ્ય છે તો નાયીના અન્નમાં શો દોષ છે ?

**લોકવ્યવહાર**—"વ્યવહારામાં તો આજ સુધી એ જોવામાં આવે છે કે કાન્યકુબ્જ બ્રાહ્મણ કે જે ઉત્તમ બ્રાહ્મણના હાથનું ખાતા નથી પરંતુ નાયીનું અડકેલું ખાઇ લેશે અને રજપૂતાનામાં તો નાઓના હાથની કાચી રસોઈ—દાળ, ભાત, શાક, વગેરે ક્ષત્રિ ખાય છે અને બ્રાહ્મણની માફક તેમના રસોડાના—રસોઇ ઘરના કર્ત્તા હર્ત્તા નાયી* હોય છે."

( ना. कु. उ. पृ. १३. )

કોઇનું એવું કહેવું છે કે:-

નાઇ, દાઈ, વૈદ, કસાઇ, ઇનકા સૂતક કભી ન જાઇ, પરંતુ એ શાસ્ત્ર વિરૂદ્ધ છે.

જુઓ:—

शिल्पिनः कारूका वैद्या दासी दासश्च नापिताः ।
राजानः श्रोत्रियाश्चैव सद्य शौचाः प्रकीर्तिताः ॥
पाराशर. १ । २२ ॥

શિલ્પી, કારીગર વૈદ્ય, દાસી, દાસ, નાયી, રાજા અને શ્રોત્રિય (વેદપાઠી) એમનું સૂતક પાતક તત્કાલ દૂર થઇ જાય છે.



---

* કાઠીઆવાડમાં પણ આ રિવાજ પ્રચલિત છે.

અનુવાદક.



# ન્યાયીના કાર્યનું ગૌરવ.



**નાયી બ્રાહ્મણની સહકારિતા—** દરેક પવિત્ર કાર્યમાં નાયીનો દરેક ઠેકાણે પ્રવેશ છે. જ્યાં કોઇ પણ બ્રાહ્મણનો ભાગ હોય છે ત્યાં ત્યાં નાયીનો પણ સાથે સાથેજ ભાગ રહે છે. કોઇ પણ શુભ કર્મ (યજ્ઞાદિ) એવું નથી કે જેમાં બ્રાહ્મણનું હોય અને નાયીનુ ન હોય, અથવ બીજા શબ્દોમાં એ કહેવુ જોઇએ કે યજ્ઞમાં જે બ્રહ્મા, હોતા, ઉદ્ગાતા અને અધ્વર્યુ એ ચાર ઋત્વિજ હોય છે, એમાં અધ્વર્યુના કાર્યનું ઉત્તર દાતૃત્વ (ઉત્તર દેવાની જવાબદારી) નો આધાર નાયી પરજ હોય છે. (જુઓ પુસ્તકના અંતમાં પરિશિષ્ઠ) આગળ પર હું બતલાવીશ કે અધ્વર્યુ ક્ષૌર કરતા છે-અને પ્રત્યેક શુભ કર્મમાં બ્રાહ્મણના સમાન નાયી પણ દક્ષિણા પ્રાપ્ત કરે છે. આ સમયે પણ અનેક પ્રાન્તોમાં જયારે બ્રાહ્મણોને કોઇ શુભ અવસર પર દાન મળે છે ત્યારે તેનુ અર્ધું નાયીને આપવામાં આવે છે. જેમકે જો કોઇ શેઠ રૂ-૧) જનોઇનો બ્રાહ્મણને આપે તો રૂા. ૦ાા નાયીને મળશે.

રાજ્યાભિષેક કરવો અને રાજાને મુકુટ ધારણ કરાવવો એ બ્રાહ્મણ કર્મ છે અને એ કાર્ય વિવાહ વખતે નાયી કરે છે. અર્થાત્ વરને કે જે સામયિક (અમુક વખત પુરતો-૩।। સાડા ત્રણ દિવસનો) રાજા હોય છે તેને મુકુટ ધારણ કરાવે છે. વર વહુની અનેક રીતથી પરીક્ષા કરવી તથા સંબંધ નક્કી કરવો એ નાયીનુંજ કામ છે કે જે એની ચતુરાઇનું મજબુત પ્રમાણ છે.

પથરી અને અસ્રાની પૂજા--પછળ જુઓ અને:-

ओं शिवो नामासि स्वधितिस्ते पिता नमस्ते अस्तु मा मा हिँ ॐ सीः ।

यजु ३ । ६३ ॥

हे क्षुर ! त्वं नाम नाम्ना । शिवः शान्तोऽसि स्वधितिः वज्रं ते पिता । ते तुभ्यं नमोऽस्तु मा मा हिंसीः ॥

( पं. महीधर—कृत वेददीपभाष्य )

હે ક્ષુર ! તું શિવનામવાળો છું. તારા પિતા વજ્ર ( પોલાદ ) છે, તને નમસ્કાર છે ( આ બાળકને ) માર નહિ અથવા મને ન માર.

અસ્રાનો મહિમા—વેદમાં અસ્રાનો મહિમા બીજે પણ વર્ણિત છે. જુઓ:-

ओं अदितिः श्मश्रु वपत्वाप उन्दन्तु वर्चसा । चिकित्सतु प्रजापतिर्दीर्घायुत्वाय चक्षसे ॥

अथर्ववेद काण्ड ६ । सू. ६८ । म. २ ॥

અદિતિ અર્થાત્ અખંડિત (જે તૂટેલો યા ખરાબ ન હોય અને સારા પોલાદનો બનેલો હોય) અસ્ત્રો વાળને કાપે, જળ, તેજની સાથે પલાળે. અને પ્રજાપતિ (ઇશ્વર) દીર્ઘાયુ અને સર્વનું કલ્યાણ જોવાને માટે (ક્ષૌર કરાવવા વખતની) ચિકિત્સા કરે.

નાયીનું કામ (ક્ષૌરકર્મ વૈદિક છે—ક્ષૌરકર્મ વૈદિક છે. બાળકના એક સંસ્કાર "ચૌલ" વા "મુંડન" કહેવાય છે જેનું બધું વર્ણન સૂત્ર-ગ્રંથોમાં છે.) કેમકે એનું મૂળ વેદમાં મળે છે.

ओं यत्क्षुरेण मर्चयता सुतेजसा वप्ता वपसि केशश्मश्रु ।
शुभं मुखं मा न आयुः प्रमोषीः ॥

अथर्व. का. ८। सू० २ मं. १७॥

यत् यदा हे देव सवितः संस्कारक पुरुषो वा त्वं वप्ता केशानां छेत्ता नापितः सन् मर्चयता व्यापारयता सुतेजसा शोभन तेजोयुक्तेन क्षुरेण—केश—श्मश्रु—शिरोरोमाणि च वपसि । यद्यपि वपति धातुर्बीजसन्तानार्थस्तथापि केश—सम—भिव्याहारात् छेदने वर्तते । तदा वपनं कुर्वन् मुखं गोदान—चौलोपनयनैः संस्क्रियमाणस्य बालस्य मुखं शुभं दीप्तं तेजस्विकुरु । वपने सति मुखविकाशभावादेवं प्रार्थ्यते न अस्माकं पुत्रस्य आयुर्मा प्रमोषीः ॥सायण भाष्य॥

હે દેવ ! સવિતા ! સંસ્કાર પુરુષ ! તુ વપ્તા, કેશને કાપવાવાળો નાપિત ! ઉપયોગમાં આવવાવાળા ઉત્તમ તેજવાળા અસ્ત્રાથી માથાના વાળ અને મોં ઉપરનાં રૂંવાંને જ્યારે કાપે છે ( જોકે વપ-

ધાતુ વાવવાના અર્થમાં છે તો પણ વાળની સાથે સંબંધ ધરાવતો હોવાથી કાપવાના અર્થમાં છે ) ત્યારે મુંડન કરતો છતાં ગોદાન, ચૌલ (મુંડન), ઉપનયન ( જનોઈ ) સંસ્કાર કરતાં જતાં બાળકના મોંને સુશોભિત અને તેજસ્વી કર. મુંડન થયા પછી મોંનો વિકાશ થવાથી એવી પ્રાર્થના કરવામાં આવે છે કે અમારા પુત્રના આયુષ્યનો ક્ષય ન કર.

**ऋग्वेद म-८ । सू-४ । म-१६ ॥ म-१ । सू १६६ । म-१०॥ म-१० । सू-२८ । म-९ ॥** ઈત્યાદિ અનેક સ્થળોએ તથા સૂત્ર ગ્રંથોમાં ક્ષુરના (અસ્રાનો મહિમા ઘણી રીતે વર્ણવેલો છે. વિસ્તારના ભયથી હું એને આટલા સુધીજ લખું છું.

"The barber's trade is undoubtedly of great antiquity. In the **Veda** ( Wilston s Rigveda **IV** *223* X 142-4 Rajendra Lal Mitra's Indo-Aryans 1 219 ) We read " Sharpen us like the razor in the hands of the barber shaving a beard "

"In time they must have enjoyed considerable dignity Upali the barber was the first propounder of the law of the Babhist church ( Oldenbery life of Ruddha, 159 Spance Hardy Eastern Monar chism P 34. )"

**( ना कु उ. )**

નાયીનું કાર્ય નિઃસંદેહ ઘણું માનવાળું છે વેદમાં અમે ભણીએ છીએ ( **ऋग्वेद विल्सन भाष्यः राजेन्द्रलाल मित्र**

કૃત Indo-Aryans ) " નાયીના હાથમાં જેવા અસ્રો છે તેવા અમને તીક્ષ્ણ કરો. " અને પછી " જેવી રીતે નાયી દાઢીને મુંડે છે તેવીજ રીતે વાયુથી પ્રચલિત અગ્નિ પૃથ્વીના વાળને ( વનસ્પતિ વગેરેને કાપે છે. " " પ્રાચીન કાળમાં તેમણે (નાયીઓએ) ખરેખર ઘણું માન મેળવ્યું હશે. ઉપાલી નામનો નાયી બૌદ્ધ ધર્મના સિદ્ધાંતોનો પ્રથમ નિર્માતા હતો. "

( સ્પેન્સ હાર્ડી )

" ઋગ્વેદમાં વર્ણવેલું છે કે અર્ય જાતિ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈસ્ય એ ત્રણે જાતિઓના પૂર્વ પુરુષ નાયીનુ કામ પોતે પોતાના હાથે કરતા હતા.

( ભારત-ઇતિહાસ અધરચંદ્ર મુખોપાધ્યાય કૃત )

અથર્વવેદ કાન્ડ ૮ ના બીજા સૂક્તના દેવતા ક્ષુર' છે એટલા માટે ક્ષૌરકર્મ વૈદિક છે, હવે સિદ્ધ થઇ ચૂક્યુ છે કે ક્ષૌરકર્મ નિંદિત કર્મ નથી પણ વૈદિક કર્મ છે. હાલ પણ મોટા મોટા વિદ્વાન લોક ક્ષૌરકર્મ પોતાના હાથથી કરે છે. અને આ કાર્યને માટે અનેક પ્રકારના અસ્ત્રા અને પ્રચલિત થઇ છે, પરંતુ અનેક પ્રશ્ન વિચારવા યોગ્ય રહી જાય છે અને તે એ છે કે નાયીનું ક્ષૌરકર્મ હજુ સુધી પણ પ્રસશનીય છે. પરંતુ નિકૃષ્ટ સેવા (નીચ કામ) કરીને જીવિકા ચલાવવી એ નિંદનીય છે સેવા ધર્મ બુરો નથી, હુ મારાથી નાનામાં નાના ભાઇની નીચમા નીચ પ્રકારની સેવા ધર્માર્થ કરી શકું છું પરંતુ એથી જીવિકા ચલાવવી એ ઠીક નથી, (તથાપિ યાદ રાખવુ જોઇએ કે મારા નાના ભાઇએ નિર્વાહ લેઇને મારી નીચ સેવા કરી હોય તો પણ તેના પર ઘૃણાની-તિરસ્કારની દૃષ્ટિથી જોવુ એ મહાપાપ છે-સર્વની સાથે પ્રીતિ

પુર્વક એને યોગ્ય રીતે વર્તવું જોઇએ.) પરંતુ જ્યાં સુધી એક સમુદાય બીજે ઘેર અગર ઠેકાણે ભોજન બનાવવા અખોટ કરવા પૂજો વાગવા પાણી પીવગાવવા વગેરે અનેક શુદ્રકર્મ કરતાં છતાં બ્રાહ્મણ કહેવગાવી શકે છે. ત્યાં સુધી નાયીઓને પણ બ્રાહ્મણ કહેવાથી કોઇના પાડી શકે તેમ નથી. નાયીઓએ અનેક સ્થળે ગૌરવાન્વિત (આબરૂ વધે તેવાં) કાર્ય કર્યાં છે જેનું વર્ણન વિસ્તાર થવાના ભયથી અહીં કરતો નથી, ફરી વાર જોઇ લેઇશ.

નાયી બીજાં કામ પણ કરે છે-જેમકે, પૂર્વે બતાવી ચૂકયો છું કે ઉપાલી નામનો નાયી ધર્મનો નેતા હતો. તેજ પ્રમાણે આ સમુદાયના અનેક પુરુષ વખતો વખત ઉપદેશક, ગુરુ, રાજા, પુરોહિત અને પ્રધાન-સચિવ, રહી ચૂક્યા છે. આજે પણ ઘણા અધ્યાપક, ઉપદેશક, વૈદ્ય, જ્યોતિષી ડાકટર, કારખાનાના માલિક, વગેરે છે.

" Anarpuria Napits do not practise the profession of the caste but make their living by trade medicine an all kinds of clerical work. Many of them are employed as naibs and moharrirs in the management of landed property [The Tribes and castes by H. H. Riseby.]

ना. कु. उ.

"અનારપુરિયા નાપિત આપણો ધંધો કરતા નથી પરંતુ પોતાની જીવિકા વ્યાપાર, વૈદ્યક અને સર્વ પ્રકારના લેખન કાર્ય દ્વારા ચલાવે છે. તેમનામાંના ઘણાક જમીનની માલકીયતના પ્રબંધમાં નાયબ અને કારકુનના પદ પર નિયુક્ત (વર્તમાન—હયાત) છે.

પાશ્ચાત્ય દેશોમાં પણ નાયીઓએ ઘણી ઉન્નતિ કરી બતાવી છેઃ—

"પાદરીઓમાં અતિ પ્રખ્યાત કવિ અને ઉપદેશક જેરેમી ટેલર (Jeremy Taylor) પહેલાં નાયી હતો. સર રિચર્ડ આર્કરાઇટ (Sir Richard Arkwright) કે જેણે રૂ પીંજવાની, કાતવાની અને વણવાની કળા શોધી કાઢી છે તે પહેલાં નાયીજ હતો. અતિ પ્રખ્યાત ચીફ જસ્ટિસ લોર્ડ ટેંડરડન (Lord Tenderden) અને પ્રાકૃત દશ્યોના સર્વથી પ્રસિદ્ધ ચિત્રકાર ટર્નર (Turner) પણ પહલાંનાયી હતા."

**(जाति भेद પૃ. ૫૯)**





# નાયીનું ગૌરવ.



ક્ષૌર કરાવનાર ( યજમાન—ઘરાક ] અસ્ત્રાની પ્રશંસા કરતાં છતાં નાયીને સંબોધીને તેની પ્રાર્થના કરે છેઃ—

**ओं. यत्क्षुरेण० ॥ अथर्व ८।२।१७॥** (પાછળ જુઓ)

હે નાયી ! જ્યારે તું તેજદાર ચળકતા અસ્ત્રાથી વાળ અને દાઢી મૂંછ કાપે ત્યારે મોંને સુંદર બનાવવું પણ એના આયુષ્યનો ક્ષય ન કરવો.

ચૌલ સંસ્કાર [બાધા ઉતારવી ] માં નાયીને 'ધાતા ' કહેવામાં આવે છે. જેનો અર્થ ધારણ કરવાવાળો છે.

**ओं येन धाता बृहस्पतेरग्नेरिन्द्रस्य चायुषेऽवपत् ।**
**तेन त आयुषे वपामि सुश्लोक्याय स्वस्तये ॥**
**आश्व. गृ. अ. १ । क. १७ । म. १६ ॥**

ધાતા [ ધારણ કરવાવાળો—નાયી ] એ જે ક્ષુરથી—અસ્ત્રાથી બ્રહસ્પતિ, અગ્નિ અને ઇંદ્રનું ક્ષૌરકર્મ આયુષ્યને માટે કર્યું હતું તેથી જ હું તારૂં આયુર્વૃદ્ધિ, સુખ અને કલ્યાણ માટે ક્ષૌર કરૂં છું.

નાથીને 'પૂષા' પણ કહેવાય છે. જેનો અર્થ પોષણ કરવાવાળો છે:—

**ओं येन पूषा बृहस्पतेर्वायोरिन्द्रस्य चावपत्। तेन ते वपामि ब्राह्मणा जीवातवे जीवनाय दीर्घायुष्ट्वाय ॥**

**साम. मं. ब्रां. १। खं. ६। म. ७॥**

પૂષા [ પોષણ કરવાવાળો–નાથી ] એ જ અસ્ત્રાથી બૃહસ્પતિ, વાયુ અને ઈંદ્રનું ક્ષૌર કર્યું હતું તે 'બ્રહ્મ' રૂપ અસ્ત્રેથી તને જીવતો રહેવાને જીવન અને દીર્ઘાયુ મળે તે માટે હું ક્ષૌરકર્મ કરૂં છું.

વેદ અસ્ત્રાને બ્રહ્મની ઉપમા આપે છે એ શું ઓછા ગૌરવની વાત છે અને નાથીને બૃહસ્પતિ, અગ્નિ, વાયુ, ઇંદ્ર, વગેરેના જીવન સુખ કલ્યાણ અને આયુષ્યને ધારણ કરવાવાળો અને પોષણ કરવાવાળો કહેવાય છે.





# નાચીને વેદાધિકાર.



પરમકૃપાળુ પરમાત્માએ પોતાનું જ્ઞાન વેદ મનુષ્ય માત્રને માટે આપેલું છે, જેમકે—

**ओं यथेमां वाचं कल्याणीमाव दानि जनेभ्यः । ब्रह्मराजन्याभ्या छं शूद्राय चार्य्याय च स्वाय चारणाय ॥**

**यजु. अ. २६ । म. ॥**

જેવી રીતે આ કલ્યાણ કારિણી વેદવાણી મનુષ્યોને માટે—બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર પોતાના પરિવાર અને સેવકાદિને માટે કહું છું તેવીજ રીતે તમો પણ કર્યો કરો.

તથાપિ નાચીને વેદાધિકારમાં કેટલાંક બીજાં પ્રમાણ પણ આપું છું:—

**(१) आचान्तादक्काय गौरिति नापितस्त्रिर्ब्रूयात् ॥**

**गोभिल प्र. ८ । खं. १० । सू. १७ ॥**

યજમાનના આચમનાદિ કરી લીધા પછી નાપિત ત્રણ વાર "ગૌઃ" બોલે છે. તે ઉપર યજમાન કહે છે:—

(२) मुञ्च गां वरुणपाशाद्द्विषन्तं मेऽभिधेहीति तं जह्यमुष्य चोभयोरुत्सृज गामत्तु तृणानि पिबतूदकामिति ब्रूयात् ॥
गोभिल अ. ४ । खं. १० । सू. १८ ॥

આ મંત્ર બોલીને ગાય છોડાવે, અર્થાત્ નાપિત મંત્ર બોલવાને અને સાંભળવાને એ બંનેનો અધિકારી છે.

[ ૩ ] "શ્રીયુત સુરેન્દ્ર મોહન ભટ્ટાચાર્ય સંકલિત પુરોહિત દર્પણના ત્રીજા ખંડમાં પૃષ્ટ ૭૦ ઉપર "નાપિત કન્યાને લાવીને વર પાસે આ મંત્ર બોલાવશે–

'ओं दीर्घायुत्वाय श्रीः शान्तिः पुष्टिश्चास्तु । शिवा आपः सन्तु अक्षतं चारिष्टं चास्तु."

( ना. कु. उ. )

એથી સિદ્ધ છે કે નાપિત મંત્ર બોલાવે અને મત્ર તો તેજ બોલાવી શકે કે જે પોતે જાણતો હોય.

[ ૪ ] કળિયુગમાં પારાશર સ્મૃતિ અત્યન્ત માન્ય છે, જેમકે–

कृते तु मानवा धर्मास्त्रेतायां गौतमाः स्मृताः ।
द्वापरे शङ्खलिखिताः कलौ पाराशराः स्मृताः ॥
पाराशर स्मृति १ । २५ ॥

સત્યુગમાં મનુસ્મૃતિ ત્રેતામાં ગૌતમ સ્મૃતિ, દ્વાપરવામાં શંખસ્મૃતિ અને કળિયુગમાં પારાશર સ્મૃતિ માન્ય છે.

તેજ પ્રમાણે––

शूद्र–कन्या–समुत्पन्नो ब्राह्मणेन तु संस्कृतः ।
असंस्काराद्भवेदासः संस्कारादेव नापितः ॥

पाराशर. ११ । २३ ॥

શૂદ્ર કન્યામાં બાળકને ઉત્પન્ન કરી બ્રાહ્મણના સંસ્કાર ન કરાવે તો તે બાળક દાસ કહેવાય છે અને સંસ્કાર કરાવે તો નાપિત થાય છે (નાપિત નામ બ્રાહ્મણનુજ છે. આગળ જુઓ.)

સંસ્કાર કોને કહે છે ?

जन्मना जायते शूद्रः संस्काराद्द्विज उच्यते ॥

જન્મથી શૂદ્ર ઉત્પન્ન થાય છે અને સંસ્કારથી દ્વિજ કહેવાય છે.

गणिका–गर्भ–सम्भूतो वशिष्ठश्च महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारस्तत्र कारणम् ॥

महाभारत ।

વેશ્યા ( વારાંગના–ગણિકા ) ના ગર્ભથી ઉત્પન્ન થયેલ મહામુનિ વશિષ્ઠ તપથી બ્રાહ્મણ થઇ ગયા, જેમાં સંસ્કાર કારણ છે. એવો કયો સંસ્કાર છે કે જે જન્મથી શૂદ્ર અને વેશ્યા પુત્રાદિ હોવા છતાં દ્વિજ અને બ્રાહ્મણ બની જાય ?

आचार्य्यस्तु पिता प्रोक्तः सावित्री जननी तथा ।
ब्राह्मण–क्षत्रिय–विशां मौञ्जि–बन्धन–जन्मनि ॥
वृत्त्या शूद्रसमास्तावद्विज्ञेयास्ते विचक्षणैः ।
यावद्वेदे न जायन्ते द्विजा ज्ञेयास्ततः परम् ॥

शंख स्मृति १ । ७ । ८ ॥

**मौंजि बन्धन** સંસ્કાર [ વેદારંભ ] રૂપ **જન્મથી** બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યના આચાર્ય પિતા કહેવાય છે અને સાવિત્રી [ગાયત્રી-ગુરૂમંત્ર ] માતા કહેવાય છે. અને જ્યાં સુધી વેદારંભ ન થયો હોય ત્યાં સુધી વૃત્તિથી શુદ્ર સમાન સમજવો જોઇએ અને ત્યાર બાદ દ્વિજ જાણવો.

પારાશર સ્મૃતિના લેખાનુસાર સંસ્કાર થયા પછી નાપિત થાય છે સસ્કારનું પ્રયોજન વેદારંભ સંસ્કાર છે એટલા માટે નાપિતનું જનોઇ પહેરવું અને વેદ ભણવો એ બેઉ સિદ્ધ છે.

૫—(**क**) કુરૂક્ષેત્રાદિ અનેક તીર્થોમાં અને સહરાનપુર વગેરે જીલ્લાઓમાં બારમાને દિવસે ૧૨ ઘડામાંથી ૨ ઘડા નાયીને મળે છે, જેના ઢાંકણા પર મિઠાઇ અને જનોઇની જોડ હોય છે—દક્ષિણામાં જનોઈ બ્રાહ્મણને જ મળે છે.

(**ख**) બીકાનેર સ્ટેટમાં જ્યારે કોઇ નાયી મરી જાય છે ત્યારે બ્રાહ્મણો ઠાઠડી ઉંચકનાર ૪ નાયીઓને જનોઇ પહેરાવે છે. અગ્નિ-સંસ્કાર કરી સ્નાન કર્યા પછી ૩ જણની તો ઉતારી લે છે અને ચોથો તેરમા સુધી પહેરી રાખે છે.

(**ग**) પંજાબમાં ઘણું કરી સર્વ નાયી યજ્ઞોપવીતધારી હોય છે. વિવાહસંસ્કાર વખતે તેમને જનોઈ દેવામાં આવે છે.

(**घ**) નાયીપાંડે ( પાછળ જુઓ ) યજ્ઞોપવીતધારી હોય છે. પંચાગ બનાવે છે. નાયીપાંડે કર્રી, કમ્પિલા, મૈનપુરી અને ફરૂખા-બાદમાં રહે છે. એમનો યજ્ઞોપવીતશૂન્ય નાયીઓ સાથે બેટીવ્યવ હાર પણ છે.

(ङ) નાયીયાજક ( જાજક-યાજ્ઞિક ) પણ જનોઈધારી છે.

(च) કાંગડીની જવાલાદેવી અને વિલાસપુરની નૈનાદેવીના પૂજારી નાયી છે અને તેઓ પરાપૂર્વથી જનોઈ પહેરતા આવ્યા છે.

(छ) શ્રી પં. જઈ દત્તજી જોશી, પેન્શનર તહસીલદાર મુ૦ દથા શહેર અલ્મોડા પોતાના તા-૬ ફેબ્રુઆરી ૧૯૨૩ ના પત્રમાં લખે છે કે અમારા કૂર્માચલ પ્રદેશ ( કુમાઉં )માં પરંપરાથી નાયી લોક જનોઇ પહેરે છે.

ઉપરનાં અનેક ઉદાહરણોથી સિદ્ધ થાય છે કે નાયી યજ્ઞોપવીતધારી છે અને યજ્ઞોપવીત ધારણ કરવાને અધિકારી છે કે જે તેમનું દ્વિજ હોવાનું તથા વેદાધિકારી હોવાનું સબળ પ્રમાણ છે.

---



# નાયી બ્રાહ્મણ છે.

ઉપર પ્રમાણેની સર્વ પ્રબલ યુક્તિઓ અને પ્રમાણોથી સિદ્ધ થાય છે કે નાયી બ્રાહ્મણ છે અને બ્રાહ્મણ માનવાને અને કહેવાને અધિકારી છે. તથાપિ થોડું બીજું:-

વેદ જાણનાર બ્રહ્મચારી ક્ષૌરકર્મ કરે.

ओं आयमगन्त्सविता क्षुरेणोष्णेन वाय उदकेन एहि । आदित्या रुद्रा वसव उन्दन्तु सचेतसः सोमस्य राज्ञो वपत प्रचेतसः ॥

अथर्व. कां. ६ । सू. ६८ । मं. १॥

હે વાયો ( અત્યન્ત ગમનશીલ નાયી ) સવિતા ! ( સર્વ પ્રેરક દેવ ) આપ અસ્ત્રા અને ઊના પાણી સહિત આવો. આદિત્ય ( ૪૮ વર્ષના બ્રહ્મચારી ) વસુ ( ૨૪ વર્ષના બ્રહ્મચારી )* ધ્યાનપૂર્વક વાળને પલાળે અને ચતુરાઇથી સોમગુણયુક્ત રાજાનું ક્ષૌર કરે.

* पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंशति वर्षाणि

આચાર્ય ક્ષૌર કરે—ઉપનયન સંસ્કાર (જનોઇ)માં આચાર્ય× બાળકનું ક્ષૌર કરે છે.

---

तत्प्रातः सेवनं, चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातः सवनं, वसवोऽन्वायत्ताः प्राणा वाव वसव एते हीद ँ सर्वं वासयन्ति ॥ १ ॥.... .......अथ यानि चतुश्चत्वारिंशद्वर्षाणि तन्माध्यन्दिन ँ सवनं चतुश्चत्वारि ँ शदक्षरा त्रिष्टुम् त्रैष्टुभं माध्यन्दन ँ सवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हीद ँ सर्वं रोदयन्ति ॥ ३ ॥....अथ यान्यष्टचात्वारि ँ शद्वर्षाणि तत्तृतीयं सवनमष्टाचत्वारि ँ शदक्षरा जगती जागतं तृतीयं—सवनं तदस्यादित्यान्वायत्ताः प्राणा वावादित्या एते हीद ँ सर्वमाददते ॥ ५ ॥

छान्दोग्योपनिषद् प्र. पा ३ । खं. १६ ॥

તે ત્રણને પિતા, પિતામહ અને પ્રપિતામહ કહે છેઃ-

वसून् वदन्ति तु पितृन्, रुद्रांश्चैव पिता—महान् ।
प्रपितामहांश्चादित्यान्, श्रुतिरेषा सनातनी ॥

मनु. ३ । २८४ ॥

× उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्द्विजः ।
सकल्पं सरहस्यं च तमाचार्य्यं प्रचक्षते ॥

मनु. १४० ॥

**अनुवाकस्य प्रथमेन यजुषाऽपः संसृज्योष्णाशीतास्त्वा-नीयात्तरया शिर उनत्ति ॥ त्रींस्त्रीन्दर्भानन्तर्धायोत्तराभिश्च-तसृभिः प्रति मंत्रं प्रति दिशं प्रवपति ॥ वपन्त मनुमन्त्रयते ॥**

**आपस्तम्ब गृह्य-सूत्र पटल ४ । खं. १० । सू० ५-७ ॥**

આચાર્ય (**उष्णेन वायो०**) બોલીને આ પહેલાં યજુર્મંત્રથી ઠંડા પાણીમાં ગરમ પાણી મેળવીને (**आप उदन्तु०**) આની પહેલી ઋચાથી બાળકનું માથું પલાળે. ફરી બાળકના માથામાં પહેલાંની માફક ત્રણ દાભ વાળમાં મુકીને (**येनावपत्०**) ઋચા બોલીને અસ્ત્રાથી દાભ સહિત વાળ કાપે. દક્ષિણ દિશા તરફ બેઠેલી બાળકની માતા અથવા કોઇ બ્રહ્મચારી આચાર્યના બોલેલા મંત્રને ફરીથી બોલે. ( આ ભાષાન્તર કરનારે આચાર્યના ક્ષૌર કર્યા પછી નાયોનું ક્ષૌર કરવું એવું પોતાના ઘરનું વાક્ય લખી દીધું છે કે જેનુ નામ નિશાન પણ નથી-ગ્રંથકર્ત્તા [ ઇટાવા નીવાસી શ્રી. પં. ભીમસેનજી શર્મા, શાસ્ત્રી વેદવ્યાખ્યાતા યુનિવર્સિટી કલકત્તા. ]

**અધ્વર્યુ ક્ષૌર કરે**—વૈશ્વદેવ નામના યજ્ઞમાં અધ્વર્યુ* ક્ષૌર કરે છે.

**प्राङ्मुखं यजमानमुपवेश्याध्वर्युः स्वयमुदङ्मुखो भूत्वा प्रथमं यजमानस्य दक्षिणं गोदानं-शिरसो दक्षिणं प्रदेशं सवि-**

---

જે શિષ્યનો ઉપનયન સંસ્કાર કરીને સાંગોપાંગ વેદ ભણાવે તે દ્વિજ આચાર્ય કહેવાય છે.

* યજ્ઞ કરાવનાર ચાર ઋત્વિજ હોય છે. હોતા, ઉદ્ગાતા. અધ્વર્યુ અને બ્રહ્મા. જેનું વર્ણન નિરૂકતમાં નીચે પ્રમાણે છેઃ-

त्रेति–अद्भिरार्द्रं कुर्य्यात्....कतिपय केशान्पृथक्कृत्य त्रीणि कुश-तरुणान्योषध इत्यन्तर्दध्यात्....क्षुर माददीत ।...ततो निवर्तयामीति केशांश्छिन्द्यात् ॥

इष्टि–संग्रह । वैश्वदेवं पर्व. पृ. २९।३० ॥

પૂર્વ દિશા તરફ યજમાનને બેસાડી અધ્વર્યુ પોતાની મેળે ઉત્તર દિશા તરફ મોં કરી પ્રથમ દક્ષિણ ગોદાન (**सविता०**) મંત્ર બોલીને પાણીથી પલાળે.

કેટલાક વાળને અળગા કરીને ત્રણ તાજા દાભને (**ओषधे०**) આ મંત્રથી વાળની અંદર ધરે...અસ્ત્રો લે તે વખતે ( **निवर्तयामि.** ) આ મંત્રથી વાળને કાપે.

---

ऋचामेकः पोषमास्ते पुपुष्वान्होतर्गर्चनी गायत्र मेको गायति शक्करीषूद्गाता । ब्रह्मैको जाते जाते विद्यां वदति । यज्ञस्य मात्रां विमिमीत एकोऽध्वर्युः । अध्वर्युरध्वरयुरध्वरं युनक्त्यध्वरस्य नेताऽध्वरं कामयत इति वा ॥

निरुक्त उपोद्घात अ. १ । खं. ८ ॥

૧. હોતા–ઋચાઓનું પોષણ કરનાર. ૨. ઉદ્‌ગાતા–મંત્રોમાં ગાયત્રીને ગાનાર. ૩. બ્રહ્મા–યજ્ઞના વ્યવસ્થાપક. ૪–અધ્વર્યુ–જે યજ્ઞની માત્રાને માપે છે–યજ્ઞના યુક્ત કરનાર, યજ્ઞના નેતા અથવા યજ્ઞના ઇચ્છુક. નેતા અને નાયીનો એકજ અર્થ છે.

દેવતાઓની માતા ક્ષૌરકર્મ કરે—

ओं अदितिः श्मश्रु वप०

(પા૰૭૦ જુઓ)

अदितिः अदीना देवमाता । सा अस्य पुरुषस्य श्मश्रु वपतु । मुखस्य परितो वर्तमानानि रोमाणि श्मश्रूणि तानि वपतु वर्जयतु ॥ आपः अब्देवता वर्चसा तेजसा स्वकीयेन उन्दन्तु क्लेदयन्तु ॥ तथा (प्रजापतिः) प्रजानां देव मनुष्यादीनां पतिः स्रष्टा चिकित्सतु भिषज्यतु । अस्मिन् सम्भवद्रोगादिकमिति शेषः किमर्थम् ? दीर्घायुत्वाय । दीर्घमायुश्चिरकाल जीवनमस्य यथा स्यादित्येवमर्थम् । चक्षसे दर्शनाय । सर्वस्य श्रेयसे इति शेषः ॥

सायण भाष्य अथर्ववेद का ६ । सु. ६८ । म. २ ॥

(**अदितिः**) દીનતા રહીત દેવતાઓની માતા આ પુરુષની દાઢી, મૂછના વાળને (**वपतु**) કાપે. (**आपः**) ઉષ્ણ જળ દેવતા (**वर्चसा**) પોતાની ગર્મીના તેજથી (**उन्दन्तु**) પલાળે. (**प्रजापतिः**) દેવ, મનુષ્ય આદિ પ્રજાના પતિ–સૃષ્ટા–પરમેશ્વર (**दीर्घायुत्वाय**) આ પુરુષનું દીર્ઘાયુ અને (**चक्षसे**) સર્વનું ભલું કરવા માટે (**चिकित्सतु**) એને થતા રોગોમાંથી બચાવે.

ગુરૂ વશિષ્ઠે ક્ષૌરકર્મ કર્યું—તુલસીકૃત રામાયણમાં લખ્યું છે કેઃ–

**कछुक काल बीते सब भाई । बडे भये परिजन सुखदाई ॥**
**चुडा करण कीन्ह गुरु आई । विप्र दक्षिणा पुनि बहु पाई ॥**

કેટલોક સમય વીત્યા પછી કુટુંબને સુખઆપનાર સર્વ ભાઇ ( ચારેય રાજકુમાર શ્રી રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન ) મોટા થયા. ત્યારે શ્રીગુરુ વશિષ્ઠે આવીને ચૂડાકર્મ ( મુંડનસંસ્કાર ) કર્યું, ફરી બ્રાહ્મણોએ ઘણીજ દક્ષિણા મેળવી.

**નાયી રાજાઓના ગુરૂ હતા–**"According to Prof: **W**ilson whose authority was the Bhaktamal, he (Sain Bhakta-the Napit) was a devout worshipper of **V**ishnu and his descendants were for some time the family gurus of the Rajas of Bandhugurh." ( The Tribes and Castes of the N. W. P. & Oudh by W. Crooke B. A., Bengal Civil Service Vol. **IV** page 41)

પ્રો. વિલ્સન ભક્તમાળના આધારે લખે છે કે " સેનભક્ત નાયી વિષ્ણુનો અનન્ય ઉપાસક હતો અને તેનાં સંતાન કેટલાક કાળ સુધી બન્ધુગઢના રાજાઓનાં રાજગુરુ રહ્યાં. "

**દક્ષિણમાં અમાત્ય બ્રાહ્મણ—પ્રથમ** અખિલ ભારતવર્ષીય નાઈ જાતીય મહાસમ્મેલન પ્રસંગે, જે આગરામાં તા. ૨૬,૨૭,૨૮

ડીસેમ્બર ૧૯૨૧ એ થયું હતું તે વખતે મદ્રાસ નિવાસી શ્રી પં. એસ. એસ આનંદમ મહાશયે પોતાના વ્યાખ્યાનમાં કહ્યું કેઃ—

"We in Southern India call ourselves Amatya Brahmans, as our caste men held very high positions in the kingdoms of Pandiya, Chola and Chera kings, who reigned in Southern India. The word 'Amatya' means, he who sits by the side of the king. Our caste men were ministers, commander-in-chief and Ayur-vedic Doctors.........Saint manica Vasagar was the Prime Minister of the Pandia king named Arimardanam."

દક્ષિણ હિંદુસ્તાનમાં અમે પોતાને "અમાત્ય બ્રાહ્મણ" કહીએ છીએ કેમકે અમારા સ્વજાતીય મનુષ્યો દક્ષિણ હિંદુસ્તાનમાં રાજ્ય કરવાવાળા પાંડયા, ચોલા અને ચેરા રાજ્યોના રાજાઓને ત્યાં ઘણા જ ઉચ્ચ પદ પર રહ્યા હતા. 'અમાત્ય' શબ્દનો અર્થ 'રાજાની સમીપ બેસનાર (સચિવ)' અમારા સ્વજાતીય ભાઇ સચિવ (રાજમંત્રી), સેનાધ્યક્ષ, અને આયુર્વેદિક હતા...મહાત્મા 'મનિકાવસગર' 'અરિમર્દનમ નામના પાંડય રાજાના પ્રધાન-સચિવ હતા.

આચાર્ય કોષમાંનાચી બ્રાહ્મણ—શ્રીયુત્ પં. રામચરણાચાર્યજી

શાસ્ત્રી સંસ્કૃત પ્રોફેસર સાદક અજર્ટન કોલેજ ભાવલપુરકૃત 'આચાર્ય કોષ'ની પહેલી આવૃત્તિના પૃષ્ટ ૧૨૭ ઉપર લખ્યું છેઃ—

" नाई–नापितः क्षुरिन् (पुं०)
नाई–(ब्राह्मण) न्यायन्, नायकः, नेतृ त्रि०)

આથી સ્પષ્ટ થાય છે કે 'નાઇ' શબ્દ નાપિત, ક્ષૌરકર્મ કરનાર, ન્યાય કરનાર, નેતા બ્રાહ્મણને માટે મૂકવામાં આવે છે.

**બ્રાહ્મણ ભેદ અને ગોત્ર નાયીઓનું**—ભેદ અને ગોત્ર પણ ઘણું કરી બ્રાહ્મણોનાંજ છેઃ—

| નાયી | બ્રાહ્મણ | | | પ્રમાણ | |
|---|---|---|---|---|---|
| ૧ સીલપાડ | સિગિપાલ | બ્રાહ્મણ | | વંશેતિવૃત્તમ પ્રથમ ભાગ સં. ભેદ | ૧૬૮૭ |
| ૨ સિન્ધુ | સિન્ધુ | બ્રા. | વં.–પ્ર. | ભાગ ભેદ | ૧૬૯૩ |
| ૩ ભાગીરથા | ભાગી | ,, | ,, | ,, | ૧૨૪૧ |
| ૪ સમનિયા | સમ | ,, | ,, | ,, | ૧૭૭૧ |
| ૫ ઓઝા | ઓઝા | ,, | ,, | ,, | ૯૯ |
| ૬ માથુર | માથુર | ,, | ,, | ,, | ૧૨૭૫ |
| ૭ ગોલા | ગોલાપૂર્વ | ,, | ,, | ,, | ૪૨૦ |
| | ગોલ્હા | ,, | ,, | ,, | ૪૩૩ |
| ૮ ભનેરિયા | ભનેરિયા | ,, | ,, | ,, | ૧૨૧૫ |
| ૯ ભંબીરૂ | ભંબી | ,, | ,, | ,, | ૧૨૩૯ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ ચીતોડિયા | ચીતોડિયા | ,, | ,, | દ્વિ. ભાગ પૃષ્ટ ૧૬૨ |
| ૧૧ સૈનભક્ત | સૈનહસન | ,, | ,, | દ્વિ. ભા. પૃ. ૧૦ ભેદ સં. ૨૧૦ |
| ૧૨ ભારદ્વાજ | ભારદ્વાજી | ,, | ,, | પ્ર. ભાગ ભેદ ૧૨૩૦ |
| ૧૩ ખંડેલવાલ | ખંડેલવાલ | ,, | ,, | ,, ૩૨૬ |
| ૧૪ કશ્યપ— | ઇત્યાદિ. | | | |

**નાયીની શર્મા અટક**–"**शर्म ब्राह्मणस्य**" શૌનક ગૃહ્યસૂત્રમાં લખ્યું છે કે 'શર્મા' બ્રાહ્મણની ઉપાધિ (અટક) છે. પ્રાચીન કાળમાં નાયીની પણ શર્મા અટક હતી. જુઓ:–

"બંગ દેશમાં રાજા બલ્લાલસેનના વખતમાં નાયીની અટક શર્મા હતી કે જે બ્રાહ્મણ વિના કોઇની હોતી નથી. તે સમયે નરસુંદર શર્મા નામનો એક પુરુષ હતો કે જેણે અત્યાચારી બલ્લાલ–સેનથી લાંચ્છિત થઇને–શરમાઇને પોતાનો જુદો સમાજ સ્થાપન કર્યો હતો, જે પ્રામાણિક સમાજ અથવા નરસુંદર સમાજના નામથી ઓળખાતો હતો. તે વખતે બંગ દેશના કાયસ્થોએ નરસુંદર શર્માને કહ્યું કે તમારી જાતિની તો રાજાએ કાંઇ વ્યવસ્થા કરી નથી અને અમારી કાયસ્થોની વ્યવસ્થા તો થઇ ચૂકી છે. જો તમો બધા અમારા સમાજમાં આવી જાવ તો કેવું સારૂં! આ ઉપરથી નરસુંદર શર્માએ કહ્યું કે હું શ્રેષ્ઠ બ્રાહ્મણ વર્ણનો થઇને શૂદ્ર કાયસ્થ જાતિમાં આવી શકતો નથી."

**નાયીનાં બ્રાહ્મણોચિતકર્મ વ ઉપનામ**—"સામાન્ય રીતે પંજાબમાં ઉસ્તાદ, ખલીફા, અને ગુરુ કહેવાય છે અને વિશેષે

કરીને પશ્ચિમમાં ઠાકુર અને પંજાબમાં રાજા, મહેતા, અને યાજક. ...નાયીને મહારાષ્ટ્ર દેશમાં પંડિત, બદ્રિકાશ્રમની પાસે ટેરી રાજ્યમાં પાંડે, ફરૂખાબાદની આજુબાજુનાં ગામોમાં અર્થાત્ કરીં, કમ્પિલા વા મૈનપુરીમાં પાંડે કહેવાય છે અને પત્રા—પંચાંગ બનાવે છે, એ બધા જનોઇધારી છે......નાયી ઘણા વિભાગમાં કેટલાક શૂદ્રોને ત્યાં પુરોહિત હાજર ન થાય-ન આવે તો વિવાહ કર્મ કરાવી દે છે.... આસ્વલાયન-ગૃહ્ય-સૂત્રમાં કાન વીંધવાનું કામ બ્રાહ્મણને માટે રાખવામાં આવ્યું છે જે પોતાના બ્રાહ્મણકર્મને નાયી આજ સુધી કરતા ચાલ્યા આવ્યા છે.

( ना कु. उ. )

નાયીને ઉસ્તાદ, ગુરુ, યાજક ( યજ્ઞ કરાવનાર ), પંડિત, પાંડે, વગેરે ઉપનામોથી સંબોધતા હોવાથી; પંચાંગ બનાવવાથી; વિવાહ, ચોલ ( મુંડન ), કર્ણવેધાદિ પવિત્ર સંસ્કાર કરાવવાથી અને જનોઇધારી હોવાથી નાયીઓનું બ્રાહ્મણત્વ સિદ્ધજ છે.

**નાયી બ્રાહ્મણ સહકર્મા** છે—આજ કાલ ઘણા લોક નાયીને નીચ સમજે છે પરંતુ એ ભૂલ છે. નાયી બ્રાહ્મણનો સહયોગી—સમાનકર્મા છે. જ્યારે વિવાહિતા ( પરણેલી ) કન્યા સાસરે જાય છે ત્યારે નાયીની સ્ત્રી સાથે બ્રાહ્મણી જશે. આ પ્રથા પંજાબના દક્ષિણ પૂર્વના ભાગ હિસાર, રોહતક, કરનાલ, મુજફ્ફરનગર, મેરઠ વગેરે જીલ્લામાં અધિક પ્રચલિત છે પરસ્પર કાર્યસંચાલન સમાન જાતિવાળાનું જ કાર્ય છે. સૂતક, પાતક, વગેરેની શુદ્ધિના નિયમ જેવા બ્રાહ્મણોને ત્યા છે તેવાજ નિયમ નાયીઓને ત્યાં પણ છે.

એક બીજી વાત વિશેષ ધ્યાનમાં લેવા યોગ્ય છે કે જેવી રીતે નાયી યજમાનના વાળનો પ્રસાધન સંસ્કાર કરે છે તેવીજ

રીતે નાયિનો પોતાની યજમાનિનીઓના વાળનું પ્રસાધન ગુંથન કરે છે+ કેટલેક સ્થળે એવી પ્રથા છે કે જ્યારે નાયિન યજમાનિનના વાળ ગુંથી રહે છે ત્યારે યજમાનિન (ચાહે બ્રાહ્મણી હોય) નાયિનને પગે લાગે છે. આ નાયિનના ગૌરવને પ્રકાશિત કરે છે, પરંતુ હાલ જોવામાં આવે છે કે આ પુરાણી પ્રથાને રોકવાનો યત્ન યજમાનો તરફથી થઇ રહ્યો છે. નાયીઓ! તમારા છોકરા છોકરીઓને વિદ્વાન બનાવો જેથી તેમની પૂજા કાયમ રહે!

**નાયી કવિ અને વેદવકતા**—શ્રી પંડિત એસ. એસ. આનંદમે બતાવ્યું કેઃ—

"There were three academies of Tamil Language at Madura, some thousand years ago, where many poets sang poems of rare

---

+ નાયી જાતિના રત્ન શ્રી પં. સંતરામજી ખોલીયા લાહોર શહેરમાં રૂ. ૧૭૫) ના ભાડાવાળા બંગલામાં બેસીને સારા સારા માણસોની હજામત કરે છે અને એક હજામતનો રૂ. ૧) દક્ષિણા લે છે. સારા સારા અંગ્રેજ લોકો તેમના બંગલે મોટરો ઉપર બેસીને આવે છે અને દક્ષિણા આપીને હજામત કરાવે છે. તેમની માસિક આવક રૂ. ૭૦૦ થી ૭૫૦ છે. અંગ્રેજ લેડીઓની પણ વિશેષ પ્રકારથી હજામત થાય છે. લેડીઓની હજામત શ્રી પં. સંતરામજી ખોલીયાની ધર્મપત્ની કરે છે.

marit. The last academy existed two thousand years ago. In that last aeademy there were three poets from our caste. All the three are poets of very high order aud their poems are widely read in the Tamil Land. The prominent among them was one Maruthavan Damodarauar. This Damodarauar was asked to give an opinion about Thirukkural, an immortal work in the beautiful Tamil Language. From this you can understand, what amount of respect that our brother-poet commanded from other communities ! Saint Manica Vasagar who was the Prime Minister of the Pandia king named Arimardanam, wrote a sacred book called Thiruvac'akam and is belonged to our community. His work is included in the Tamil Vedas. There is none in the Tamil world, who does not pay his homage to this great saint. His work contains devotional hymns in excellent Tamil. His love towards Lold Shiva is considered to be unparalelled in the whole of Tamil Literature, nay the world literature. Dr, G. U. Pope speaks of his sacred work as one of the three world renowned books. "

"હજારો વર્ષ ઉપર મદુરાનગરમાં તામિલ ભાષાનાં ત્રણ મહાવિદ્યાલય હતાં કે જ્યાંના કવિ અપૂર્વ કાવ્ય રચના કર્યા કરતા હતા. અંતિમ મહાવિદ્યાલય આજથી ૨૦૦૦ વર્ષ પહેલાં હયાતીમાં હતું. તે અંતિમ મહાવિદ્યાલયમાં ત્રણ કવિ આપણી (નાયી) કોમના હતા. તે ત્રણે કવિ ઉચ્ચ કોટીના કવિ હતા અને તેમની કવિતા તામિલ વિભાગમાં દૂર દૂર સુધી ગવાય છે. એ ત્રણમાં મુખ્ય 'મરૂથવન દામોદરૌઅર' હતા. આ દામોદરૌઅર મહાશયની 'થિરુકકુરલ' ના વિષયમાં (કે જે તામિલ ભાષામાં સુંદર અને અદ્ભુત ગ્રંથ છે) સંમતિ લેવામા આવી હતી. એથી આપ અનુમાન કરી શકશો કે બીજી જાતિઓ આપણી કોમના કવિનું કેટલું સન્માન કરતી હતી. મહાત્મા 'મનિકાવસગર' કે જે 'અરિમર્દન' નામના પાંડય રાજાના 'મુખ્ય વજીર' હતા, તેમણે 'થિરુવશાકમ્' નામનું એક ધર્મશાસ્ત્ર લખ્યું છે અને તે આપણા સ્વજાતિભાઈ છે. તેમનો ગ્રંથ તામિલ વેદોનો 'અંગભૂત' છે. તામિલ સંસારમાં કોઈ પણ એવા નહિ હોય કે જે આ મહાત્માની પૂજા ન કરતો હોય. એમના ગ્રંથમાં પ્રભાવોત્પાદક તામિલ ભાષાનાં ભક્તિપૂર્ણ ભજનો છે. આ ભગવાન શિવનો અદ્વિતીય ઉપાસક, સંપૂર્ણ તામિલ સાહિત્યમાં નહિ નહિ, જગત સાહિત્યમાં મનાય છે. ડૉ. જી. યુ. પોપ આ ધર્મગ્રંથને સંસારનાં ત્રણ પ્રસિદ્ધ પુસ્તકોમાંનું એક ગણે છે.

કેટલી આશ્ચર્યની વાત છે કે જે તામિલ વેદનો અભ્યાસ કરનાર એ વેદનો અભ્યાસ કરવાના કારણે 'બ્રાહ્મણ' કહેવાય અને જેણે પોતાના પવિત્ર મુખેથી એ વેદનો સંસારમાં પ્રકાશ કર્યો તેઓને 'શૂદ્ર' સમજવામાં આવે. તેમને 'અછૂત' નીચ કહેવામાં આવે. તેની સાથે એટલી ઘૃણા કે તેના ઉપરથી છૂતનું (આભડછેટનું) ભુત

ઉડીને ૨૦-૨૫ ગજ દૂર ઉભા રહેલા બ્રાહ્મણ દેવતાના ઉપર જઇ ચઢે. શોક ! આ અનધિકાર ઇચ્છાએ દેશનું સત્યાનાશ કરી દીધું. જેણે 'તામિલ વેદ' ની રચના કરી તે બ્રહ્મા-બ્રાહ્મણ નહિ તો કોણ છે ?

**વેદે નાયીને બ્રાહ્મણ કહ્યો**—વેદ ભગવાને તો નાયીને સ્પષ્ટ રીતે બ્રાહ્મણ કહ્યો છે. જુઓ:—

**ओं येना वपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान्। तेन ब्रह्माणो वपतेदमस्य गोमानश्व वानयमस्तु प्रजावान्।**

**अथर्व. का. ६ । सू. ६८ । मं. ३ ॥**

**सविता देवः विद्वान् जानन् सोमस्य राज्ञो वरुणस्य सम्बन्धिनो येन क्षुरेण अवपत् वपनं कृतवान्। यद्वा कर्माणि षष्ठी सोमं राजानं वरुणं च येन क्षुरेण अवपत् इत्यर्थः। हे ब्रह्माणः। ब्राह्मणाः । तेन तादृशेन क्षुरेण अस्य पुरुषस्य इदं केशश्मश्रु वपत । तेन विशिष्ठ-वपन-संस्करेण अयं पुरुषः गोमान् बह्वीभिर्गोभिर्युक्तः । अश्ववान् अश्वैर्युक्तः । प्रजावान् पुत्र पौत्रादिभिर्युक्तश्च अस्तु भवतु ।**

જે અસ્ત્રા વડે પૂર્ણ વિદ્વાન સર્વ પ્રેરક દેવ સોમ રાજા અને વરૂણ અથવા તેના સંબંધીઓનું ક્ષૌરકર્મ કર્યું તે વડે હે બ્રાહ્મણો ! ( નાયી બ્રાહ્મણો ! ) આની દાઢી, મૂંછ અને વાળ કાપો. વિશેષ ક્ષૌરકર્મ કરનાર પુરુષ ઘણી ગાયોવાળો, ઘોડાવાળો અને પુત્ર પૌત્રાદિ સંતાનવાળો થશે.

વેદ સૂર્યવત્ સ્વતઃ પ્રમાણ હોવાથી સર્વમાન્ય છે. જ્યારે વેદે ક્ષૌરકર્મ કરનારને બ્રાહ્મણ કહ્યા તો કઇ વાત બાકી રહે છે. "**सर्वे-पदां हस्तिपदे निमग्नाः**" આ કથન પ્રમાણે વેદના પ્રમાણમાં સર્વ પ્રમાણ આવી ગયાં. નાયી બ્રાહ્મણ છે.

આજકાલ શુભ કર્મોમાં જ્યારે કોઇ વખત 'નાયી બ્રાહ્મણ' શબ્દનો પ્રયોગ થાય છે ત્યારે તેને બે શબ્દ નાયી અને બ્રાહ્મણ સમજે છે. પરંતુ એને એકજ અર્થમાં લેવા જોઇએ. જેમકે ગૌડ બ્રાહ્મણ, સનાઢય બ્રાહ્મણ, ઉપાધ્યાય બ્રાહ્મણ, વગેરે નામ એક વ્યક્તિને માટે સાથે જોડાય છે તે જ પ્રમાણે "નાયી બ્રાહ્મણ" પણ નાયીને માટેજ જોડાયલો હોવો જોઇએ.





# ઐતિહાસિક પ્રકરણ.

## નાયીઓના પૂર્વજો 'વાયુ' અને 'સવિતા' ઋષિઃ—

**ओं आयमगन्त्सविता० ॥ अ० ६ । ६८ । १॥**

( પાછળ જુઓ. )

આ વેદમંત્રમાં પરમેશ્વરે આજ્ઞા આપી છે કે "હે વાયો! હે સવિતા! આપ ગરમ પાણી અને અસ્ત્રો લેઈ આવો અને ક્ષૌરકર્મ કરો." અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે 'વાયુ' અને 'સવિતા' કોણ છે અથવા કોણ હતા? જો એમ કહેવામાં આવે કે વાયુ (હવા) અને સૂર્ય (કેટલાક શબ્દકોષમાં સવિતાનો અર્થ સૂર્ય છે) ને આજ્ઞા આપેલી છે તો તે ઠીક નથી કેમકે વાયુ અને સૂર્ય પાણી અને અસ્ત્રો લેઇ હજામત બનાવી શકતા નથી. વાયુ અને સવિતાને જો કોઇ ઇષ્ટદેવ કહે તો તો ઘણુંજ ઉત્તમ કારણ કે ક્ષૌરકર્મ દેવતાઓનું કર્મ સિદ્ધ થાય. પરંતુ દેવતા કોઇ વખત હજામત બનાવવા નથી આવતા. ક્ષૌરકર્મ કરવાવાળો કોઇ બીજોજ પુરૂષ હોવો જોઇએ. આવો! જરા, પ્રાચીન શાસ્ત્રોનું અવલોકન કરો. આ જુઓ, ઋગ્વેદના એતરેય બ્રાહ્મણમાં લખ્યું છેઃ—

**तेभ्योऽभितप्तेभ्यस्त्रयो वेदा अजायन्त, ऋग्वेद एवाग्नेर-जायत यजुर्वेदो वायोः सामवेद आदित्यात् ।**

**एतरेय ब्राह्मण पं० ५ । अ० ३२ ॥**

ते तपस्वी ऋषिओथी त्रण वेदोनो प्रकाश थयो. ऋग्वेद 'अग्नि' ऋषिथी, यजुर्वेद 'वायु' ऋषिथी अने सामवेद 'आदित्य' ऋषिथी.

એવુંજ બીજે પણ લખ્યું છે:—

**एवं वा अरेस्य महेता भूतस्य निश्वासितमेतद्यदृग्वेदे यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरसः ॥**

**शतपथ का० १४ । अ० ४ । ब्रा० ४ । १० ॥**

આ પ્રમાણે તે પરમાત્માથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અંગીરાથી અથર્વવેદનો પ્રકાશ થયો.

**तेभ्यस्तप्तेभ्यस्त्रयो वेदा अजायन्ताग्नेर्ऋग्वेदो वायोर्यजुर्वेदः सूर्य्यात्सामवेदः ॥ शतपथ का० ११ । अ० ५ ॥**

ત્રણ ઋષિઓએ તપ કરીને ત્રણ વેદોનો પ્રકાશ કર્યો, અગ્નિથી ઋગ્વેદ, વાયુથી યજુર્વેદ અને સૂર્ય ( સવિતા ) થી સામવેદ.

મનુસ્મૃતિમાં પણ લખ્યું છે:—

**अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्मसनातनम् ।**
**दुदोह यज्ञ–सिद्ध्यर्थमृग्यजुसाम–लक्षणम् ॥**

**मनु० अ० १ । श्लो० २३ ॥**

પરમાત્માએ ( સંસારને નિયમિત ચલાવવાને ) યજ્ઞને માટે સનાતન જ્ઞાન, કર્મ, ઉપાસના યુક્ત વેદત્રયી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદને, અગ્નિ, વાયુ અને રવિ ( સૂર્ય—સવિતા ) દ્વારા પ્રકટ કર્યા.

આદિત્ય, રવિ, સવિતા, ભાસ્કર, આદિ સૂર્યનાં અનેક નામ છે. ( જુઓ અમરકોષ કાન્ડ ૧ )

સિદ્ધ થયું કે 'વાયુ ઋષિ' એ યજુર્વેદનો પ્રકાશ કર્યો અને 'સવિતા ( સૂર્ય, રવિ વા આદિત્ય ) ઋષિ' એ સામવેદનો પ્રકાશ કર્યો. આ બેઉ ઋષિઓને પરમપિતા પરમાત્માએ અથર્વવેદના " **आं आयमगन्त्सविता. अथर्व० ६ । ६८ । १ ॥** " આ મંત્ર દ્વારા આજ્ઞા આપી છે કે તમે ગરમ પાણી અને અસ્ત્રો લેઇ ક્ષૌર-કર્મ કરો અને એજ બે ઋષિ નાયીઓના પૂર્વજ (મૂળ પુરૂષ) હતા.

આ સત્ય છે કેમકે યજુર્વેદમાં કર્મકાન્ડનો ઉપદેશ છે અને નાયી લોક જન્મથી તે મરણ પર્યંત સંપૂર્ણ કર્મકાન્ડમાં કાર્યકર્તા હોય છે. અધ્વર્યુને ક્ષૌર કરવાની વિધિ બતાવેલી છે. અને અધ્વર્યુને યજ્ઞ ( કર્મકાન્ડ ) ના નેતા પણ કહ્યા છે ( પાછળ જુઓ ) એથી નાયીનું કર્મકાન્ડાધ્યક્ષ હોવું પ્રત્યક્ષ છે અને તે અધિકાર નાયીઓને તેમના મૂળ પુરૂષ 'મહર્ષિવાયુ' થી પ્રાપ્ત થયેલો છે.

'સવિતા ( સૂર્ય ) ઋષિ'થી સામવેદનો પ્રકાશ થયો. સામવેદમાં ગાનવિદ્યા તથા ઉપાસના (ભક્તિ)નું વર્ણન છે. નાયી જાતિમાં પણ શ્રી સેન મહારાજ જેવા ભગવદ્ભક્ત થઇ ગયા છે તથા મદ્રાસ દેશના નાયી ગાનવિદ્યામાં હજુપણ ઘણા નિપુણ છે. એ નાયીઓના 'સવિતા'ની સંતાન હોવાનું પ્રમાણ છે. સંસાર બે વેદોનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે નાયીઓના પૂર્વજ મહર્ષિ 'વાયુ' અને મહર્ષિ 'સવિતા' ના કૃતજ્ઞ રહેશે.

**દેવર્ષિ નારદ નાયી હતા**—મુંબઈના પુરંદર એન્ડ કો. ના યંત્રણાલયમાં શકાબ્દ ૧૮૧૮ સન ૧૮૯૬ માં એક મરાઠી ગ્રંથ "મૂલસ્તંભ" નામનો પ્રસિદ્ધ થયો છે જેના પૃષ્ટ ૯૪ પર લખ્યું છે કેઃ-

**न्हावी वंश नारदा चा ॥**

**मूलस्तंभ अ० १३ । पद ३६ ॥**

અર્થાત્ નાયી વંશ નારદનો છે અને નારદ ઋષિ બ્રહ્માના પુત્ર હતાઃ—

**ब्रह्मणा निर्मिता वर्णा मुख बाहुरु-पादतः ।**
**ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रश्चैव यथाक्रमम् ॥**
**मरीचिरत्र्यंगिरसौ पुलस्त्यः पुलहः क्रतुः ।**
**भृगुर्वशिष्ठश्च्यवनो नारदो दक्ष एव च ॥**
**तेषां पुत्राश्च पौत्राश्च ब्राह्मणेषु प्रतिष्ठिताः ।**
**वेदाध्ययन-संपन्नास्त्रिषु वर्णेषु पूजिताः ॥**

**वर्ण विवेक चन्द्रिका श्लोक १९-२१ ॥**

બ્રહ્માજીએ મોં, હાથ, ઉરૂ અને પગથી અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ બનાવી. મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વશિષ્ઠ, ચ્યવન, નારદ, અને દક્ષ તેમના પુત્ર અને પૌત્ર ( પોતે ) બ્રાહ્મણોમાં પ્રતિષ્ઠિત, વેદાધ્યયન સંપન્ન અને ત્રણે વર્ણોમાં પૂજનીય થયા. એટલા માટે નાયી બ્રહ્માના પુત્ર નારદની સંતાન હોવાથી બ્રાહ્મણ છે.

નારદ કંઇ સામાન્ય પુરુષ નહોતા. તેઓ રાજર્ષિ અને બ્રહ્મર્ષિ નહિ બલ્કે 'દેવર્ષિ નારદ' કહેવાતા હતા. દેવતા લોક પણ તેમને

ઋષિ માનતા હતા. તેમની વિદ્યાના વિષયમાં છાન્દોગ્યોપનિષદમાં લખ્યું છે કે સનત્કુમારને પુછવાથી દેવર્ષિ નારદે બતલાવ્યું કેઃ—

**ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेद ँ सामवेदमाथर्वणं चतुर्थमितिहासं पुराणं पंचमं वेदानां वेदं पित्र्य ँ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां नक्षत्रविद्यां नक्षत्रविद्या ँ सर्पदेवजनविद्यामेतद्भगवोऽध्येमि ॥**

**छन्दोग्योपनिषद् प्रपा० ७ । खंड १ ॥**

હે ભગવાન ! હું ઋગ્વેદ ભણ્યો છું તથા યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, પાંચમો ઈતિહાસ પુરાણ, વેદોનો વેદ [વ્યાકરણ,] પિત્ર્યવિદ્યા, રાશિ વિદ્યા [ ગણિત શાસ્ત્ર ], દૈવ વિદ્યા, નિધિવિદ્યા, વાકો વાક્યવિદ્યા, એકાયનવિદ્યા. દેવવિદ્યા. બ્રહ્મવિદ્યા ભૂતવિદ્યા. ક્ષત્રવિદ્યા. નક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા. દેવજન વિદ્યા એ સર્વ હે ભગવાન હું ભણ્યો છું.

આ પ્રમાણે ૧૬ વિદ્યામાં નિપુણ 'શ્રી દેવર્ષિ નારદ' નાર્યાઓના પૂર્વજોમાં હતા. જેમણે કથાઓ વાંચી અગર સાંભળી છે તેઓ સારી રીતે જાણે છે કે દેવર્ષિ નારદ બરાબર તેજ પ્રમાણે સંવાદ કરી સમજાવ્યા કરતા હતા, જેમ વર્તમાન સમયમાં નાર્યા. તેઓ હમેશાં યાત્રામાં જ રહેતા હતા. આ ગુણ તેમનામાં આદિ ઋષિ 'વાયુ' થી પરંપરાગત હતો કેમકે **वातिगच्छति जानाति वेति वायुः ॥ उणादि १ । १ ॥** ” તેઓ હમેશાં પોતાના સિતારમાં મગ્ન રહેતા હતા. શ્રી દેવર્ષિ નારદનું રચેલું 'નારદ ભક્તિ સૂત્ર' તેમને અપૂર્વ ભગવદ્ભક્ત હોવાનું પ્રબળ પ્રમાણ છે. આ સૂત્ર ગ્રંથ

મારી પાસે છે અને હું એને અનુવાદ સહિત તુરતજ વાચકોની સેવામાં અર્પણ કરીશ. ગાંધર્વવિદ્યાના તો તેઓ અપૂર્વ આચાર્ય હતા. તેમનીજ બનાવેલી 'નારદી શિક્ષા'થી આજ કાલના સામગાચાર્ય સામગાન શીખે છે. આ બન્ને ગુણ દેવર્ષિ નારદને ઉપાસના કાન્ડ અને ગાંધર્વવેદના મૂળ સામવેદના પ્રકાશક 'સવિતા'થી વારસામા મળ્યા હતા.

**શ્રી હનુમાનજી નાચી હતા**—શ્રી હનુમાનજીને પવન સુત કહેવામાં આવે છે. રામાયણમાં લખ્યું છે કેઃ—

**पवन–तनय बल पवन समाना। बुधि विवेक विज्ञान निधाना**
**कौन सौ काज कठिन जग माहीं। जो नहिं तात होहि**
**तुम पाहीं ?**

**तुलसी रामायण किष्किन्धा काण्ड।**

**युवाभ्यां स हि धर्मात्मा सुग्रीवः सख्यमिच्छति॥**
**तस्य मां सचिवं वित्तं वानरं पवनात्मजम्**

**वाल्मीकीय रामायण किष्किंधा काण्ड सर्ग ३॥**

તે ધર્માત્મા સુગ્રીવ આપ બેઉ સાથે મિત્રતા કરવા ઇચ્છે છે અને મારા વાનર પવનાત્મજ ( પવનસુત હનુમાન ) ને તેમના સચિવ [ મંત્રી ] જાણો.

**तस्य वानर–राजस्य श्रुत्वा वायु–सुतो वचः।**
**दिक्षुसर्वासु विक्रान्तान्प्रेषयामास वानरान्॥**

**वाल्मीकीय रामायण किष्कि०। सर्ग ३०॥**

વાયુસુતે [ હનુમાને ] તે વાનર રાજ ( સુગ્રીવ)નું વચન સુણીને શીઘ્રગામી વાનરોને સર્વ દિશાઓમાં મોકલ્યા.

હવે પ્રશ્ન થાય છે કે શ્રી હનુમાનજી કયા વાયુના સુત [ પુત્ર] હતા ?

શું તેઓ આ જડ વાયુના પુત્ર હતા ? શું એ વાયુ પુત્રને જન્મ દેઈ શકે ? કદાપિ નહિ. શ્રી ઠાકુર સુખરામદાસજી ચૌહાને શ્રી હનુમાનજીનું એક જીવનચરિત્ર લખ્યુ છે તેમાં તેમણે પવનસુત ને કોઈપણ પ્રમાણ વિના ક્ષત્રિય બતાવ્યા છે પરંતુ એ ભૂલ છે. તેઓ ક્ષત્રિય નહિ પરંતુ ' નાયી બ્રાહ્મણ' હતા. તેમનું નામ 'પવન-સુત ' એટલા માટે હતું કે તેઓ નાયીઓના આદિ ઋષિ 'વાયુ' અર્થાત્ 'પવન' * ના વંશજ હતા. જેવું નામ હતું તેવાજ ગુણ હતા અર્થાત્ આવવા જવાનું જેટલું કામ હતું તે સર્વ તેમને સોંપવામાં આવતું હતું. એ પ્રમાણેઃ—

[ ૧ ] જે સમયે સુગ્રીવ પોતાના ભાઈ વાલીના ભયથી ઋષ્યમૂક પર્વત પર રહેતા હતા તે સમયે એક દિવસ બે વીર [ શ્રીરામ અને લક્ષ્મણ ] ને પોતાના તરફ આવતા દેખ્યા ત્યારે સુગ્રીવે શ્રી હનુમાનજીને જ સત્ય સમાચાર લાવવાને માટે મોકલ્યા હતા. સુગ્રીવે કહ્યુંઃ—

**अति सभीत कह सुनु हनुमाना ।**
**पुरुष–युगल बल रूप निधाना ॥**

---

* માતરિશ્વા ( આકાશમાં ચાલનાર, ) મારૂત, મરૂત, વાત, પવન, પવમાન, ઇત્યાદિ નામ વાયુનાં છે ( જુઓ અમરકોષ કાન્ડ ૧ )

धरि बटु रूप देखु तैं जाई ।
कहेसि मोहि निज सेन बुझाई ॥
तुलसी रामायण किष्किंधा काण्ड ॥

[ ૨ ] જ્યારે શ્રી સીતા માતાના સમાચાર લાવવાને માટે હનુમાનજીને મોકલવામાં આવ્યા ત્યારે શ્રી રામચંદ્ર મહારાજે પોતાની મુદ્રિકા તેમનેજ આપી હતી કેમકે તેઓ જાણતા હતા કે આ સીતાજીની શોધ કરી લાવશે.

ત્યારે શ્રી હનુમાનજીથી પ્રસન્ન થઇને પરંતપ શ્રી રામે પોતાના નામના અક્ષરોથી સુશોભિત અંગૂઠી [ મુદ્રિકા ] રાજપુત્રી શ્રી સીતાને તાત્કાલિક ઓળખાણ માટે આપી ( અને કહ્યું કે ) હે હરિશ્રેષ્ઠ ! આ ચિહ્નથી જનકની દીકરી સીતા તને મારી પાસેથી આવેલા વિશ્વસ્ત રૂપથી જાણશે.

ददौ तस्य ततः प्रीतः स्वनामाङ्कोपशोभितम् ।
अंगुलीयमभिज्ञानं राजपुत्र्याः परन्तपः ॥
अनेन त्वां हरि–श्रेष्ठ ! चिन्हेन जनकात्मजा ।
मम सकाशादनुप्राप्तमनुद्विग्नानु पश्यति ॥
वाल्मीकीय रामायण किष्किंधा काण्ड सर्ग ३१॥

[ ૩ ] કોઇ પણ જાતના સાધન વિના લંકા જવા માટે સમુદ્ર ઓળંગવાનું સાહસ કોઇએ ન કર્યું, એ કાર્ય તો કેવળ હનુમાનજી-

એજ કરી બતાવ્યું. આકાશ માર્ગે જવાની વિદ્યા તેમને મહર્ષિ 'વાયુ' અને દેવર્ષિ 'નારદ' થી પરંપરાગત પ્રાપ્ત થઈ હતી.

[ ૪ ] જે સમયે શ્રી લક્ષ્મણજી મેઘનાદજીની શક્તિ ખાઈને મૂર્છિત થઈ ગયા હતા તે વખતે તેમને માટે સજીવનબુટ્ટી લેવાને માટે શ્રી હનુમાનજીજ ગયા હતા.

[ ૫ ] યુદ્ધ સમાપ્ત થઈ ગયા પછી સીતા માતાને સમાચાર આપવા માટે હનુમાનજીને મોકલવામાં આવ્યા હતા.

**अनुज्ञाप्य महाराजमिमं सौम्य विभीषणम् ।**
**प्रविश्य नगरीं लङ्कां कौशलं ब्रूहि मैथिलीम् ॥**
**वैदेह्यां मां च कुशलं सुग्रीव सह लक्ष्मणम् ।**
**आचक्ष्व वदतां श्रेष्ठ ! रावणं च हतं रणे ॥**

**वाल्मीकीय रामायण लंका काण्ड सर्ग ६० ॥**

મહારાજ વિભીષણની આજ્ઞા લેઈને હે સૌમ્ય ! હનુમાન ! લંકાનગરીમાં જઈ સીતાને ખુશી આનંદના સમાચાર કહો. મારા અને લક્ષ્મણ સહિત સુગ્રીવના ખુશી આનંદના સમાચાર કહીને હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! વૈદેહીને રાવણ યુદ્ધમાં મરાયેલો કહી દેવો.

સીતા માતાની ખબર લાવવા માટે પણ શ્રી હનુમાનજીને મોકલવામાં આવ્યા હતા અને સંવાદ દેવા પણ ગયા હતા. આ કાર્ય તેમની પાસે એટલા માટે કરાવવામાં આવતું હતું કે તેઓ આદિત્ય બ્રહ્મચારી નાયી બ્રાહ્મણ હતા.

આદિત્ય બ્રહ્મચારીને ક્ષૌરકર્મની આજ્ઞા અથર્વવેદ કા. ૬ સૂ. ૬૮ મં. ૧ માં આપવામાં આવેલી છે. નાયી બ્રહ્મચારી–સદાચારી થતા હતા. એટલા માટે યજમાન લોક પોતાની યુવાન વહુ દીકરીઓને નાયીની સાથે નિઃશંક થઇને મોકલી દેતા. આ પ્રથા હજુ પણ ચાલુ છે. નાયી લોક હમેશાં તેને પુત્રી ભાવથી જોતા હતા. એ પ્રમાણે શ્રી હનુમાનજીને આદિત્ય બ્રહ્મચારી, નાયી બ્રાહ્મણ સમજીને આ કામ સોંપવામાં આવ્યું હતું. બીજે સ્થળે પણ સુગ્રીવ પોતાની સ્ત્રી તારાને શ્રી હનુમાનજીની સાથે મોકલી હતી:—

**सुनु हनुमंत संग लै तारा । करि विनती समझाउ कुमारा ॥**
**तुलसी रामायण किष्किंधा काण्ड.**

(૬) અયોધ્યા પાછા ફરતી વખતે શ્રી રામચંદ્રજીએ શ્રી હનુમાનજીને જ આગળ જઈ ભરતજીને રામાગમનના સમાચાર આપવા મોકલ્યા હતા.

એવાંજ કાર્ય છે, જે વર્તમાન સમયમાં નાયી કરે છે. કેટલાક માણસો શ્રી હનુમાનજીને વાંદરા કહે છે પરંતુ એ ભૂલ છે. તેઓ શ્રી વાંદરા નહિ પરંતુ મનુષ્ય હતા. આ ભ્રમ લોકોને રામાયણમાં વાનર, કપિ, આદિ શબ્દ જોઈને થયો છે. સત્ય હકીકત એ છે કે પ્રાચીનકાળમાં મનુષ્ય સમાજ ગુણ, કર્મ અને દેશભેદથી વિભક્ત હતો, જેમ આર્યાવર્ત, બ્રહ્માવર્ત, હરિવર્ષ, યવનદેશ, નાગદેશ, ઇત્યાદિ યુરોપને સંસ્કૃત ગ્રંથોમાં હરિવર્ષ લખ્યો છે તો શું ત્યાંના રહીશ વાંદરા (હરિનો અર્થ વાંદરો પણ છે) હતા અથવા છે? એવામાં અમેરિકા દેશના રહીશો 'નાગ' કહેવાતા હતા, તો શું તેઓ

સાપ હતા ? કદાપિ નહિ. નાગદેશ રાજા બલિ અને અહિરાવણ (વિશ્વશ્રવા મુનિના પૌત્ર અને રાવણના પુત્ર) થયા. શું એ બેઉ સાપ હતા ? યુધિષ્ઠિરના નાનાભાઇ અર્જુનનું લગ્ન નાગરાજની કન્યા ઉલોપી સાથે થયું જેથી બભ્રુવાહન નામનો પુત્ર થયો. શું મનુષ્યો અને સર્પો સાથે સંબંધ થયા કરતો હતો ? કદાપિ નહિ. જેમ નાગ, હરિ, યવન, આદિ ભેદ હતા તેમ 'વાનર' નામનો પણ મનુષ્ય સમાજનો એક ભેદ હતો. એ નામ પડવાનું કારણ તે લોકોમા ચાલવાની વિચિત્ર યોગ્યતા હતી. જે પ્રમાણે વાંદરા ઉછળતા, કૂદતા અત્યંત ઝડપથી ચાલ્યા જાય છે તેજ પ્રમાણે તે લોકપણ ચાલ્યા કરતા હતા. એટલા માટે તેમને 'પ્લવંગમ' ( કૂદતાં કૂદતાં ચાલવા-વાળા ) કહ્યા હતા. આ વિદ્યા નાયીઓના પૂર્વજ 'મહર્ષિ વાયુ'થી પરંપરાગત પ્રાપ્ત થઈ હતી. વાયુ સંસારમાં સર્વથી અધિક બળવાન છે, સર્વ સ્થળે છે. વાયુ વિના અગ્નિ, જળ અને પૃથ્વી પણ રહી શકતાં નથી. એ સર્વમાં વાયુ હમેશાં વ્યાપી રહેલો છે. આ પ્રમાણે 'વાયુ ઋષિ'ની સંતાનમાં પણ આ સર્વત્ર અપ્રતિમ ગતિના ગુણ રહ્યા અને હવે પણ છે. હજુ પણ નાયી લોક વિના સંકોચે હરકોઇ સ્થળે જઇ શકે છે. શ્રી હનુમાનજીમાં એ ગુણ પૂર્ણપણેવિદ્યમાન હતા. સુગ્રીવે સ્વયં હનુમાનજીને કહ્યું:—

**न भूमौ नान्तरिक्षे वा नाम्बरे नामरालये ।**
**नाप्सु वा गतिं सङ्गं ते पश्यामि हरि पुङ्गव ॥**
**सासुरा सहगन्धर्वाः स-नाग-नर-देवताः ।**
**विदिताः सर्व–लोकास्ते स--सागर--धरा--धराः ॥**

तेजसा वापि ते भूतं न समं भुवि विद्यते ।
तद्यथा लभ्यते सीता तत्त्वमेवानुचिन्तय ॥

त्वय्येव हनुमन्नस्ति बलं बुद्धिः पराक्रमः ।
देशानुकालानुवृत्तिश्च नयश्च नय-पण्डित× ??

वाल्मीकीय रामायण किष्किन्धा कां. सर्ग ३१

હે હરિ પુંગવ ! હનુમાન! ભૂમિ પર, અંતરિક્ષમાં, અમરલોકમાં અથવા જળમાં તારા સમાન ગતિવાળો હું જોતો નથી. અસુર ગંધર્વ, નાગ, નર, દેવતા અને સાગર, ધરા, અધરા સહિત સર્વ લોક તારી જાણમાં છે. અને તેજમાં પણ તારા સમાન પૃથ્વી ઉપર કોઈ થયો નથી એટલા માટે જેમ સીતા મળી તેવીજ રીતે તુંજ વિચાર કર. હે હનુમાન ! હે નય-પંડિત * ! તારામાંજ બળ, બુદ્ધિ, પરાક્રમ, દેશકાલાનુસાર વર્તવાની યોગ્યતા અને નય (નીતિ) છે.

આ વાયુપર સામ્રાજ્ય વાયુ-પુત્રોનું પ્રાપ્ત થયું હતું. પહેલાંના વખતમાં આકાશ માર્ગે જવાની એક વિદ્યા હતી, જેને વિશેષે કરીને વાયુ વંશજ તથા સામાન્ય રીતે અન્ય બ્રાહ્મણ પણ જાણતા હતા. શકુંતલા નાટકમાં લખ્યું છે:—

---

* આ શ્લોકમાં 'નય પંડિત' શબ્દનો 'નાયી બ્રાહ્મણ' શબ્દ સાથે સંબંધ વિષે ધ્યાન દેવા યોગ્ય છે.

गालव, इदानीमेव विहायसा गत्वा मम वचनात्तत्र भगवते कण्वाय प्रियमावेद्य यथा पुत्रवती शकुन्तला तच्छापनिवृत्तौ स्मृतिमता दुष्यन्तेन प्रतिग्रहीतेति ॥

( अभिज्ञान शाकुन्तले )

હે ગાલવ હમણાં આકાશ માર્ગે જઈને મારા કહેવાથી ત્યા ભગવાન કણ્વને શુભ સમાચાર આપી દે કે પુત્રવતી શકુંતલાને તે શાપથી નિવૃત્ત થઈ ગયા પછી દુષ્યન્તે સ્મરણ કરી ગ્રહણ કરી લીધી. એવીજ રીતેઃ—

ततः प्रतस्थे भगवान्प्रयागात्,
तंमण्डनं पण्डितमाशु जेतुम् ।
गच्छन् खम्–सृत्या परमाल्लुलोके,
माहिष्मती मण्डनमण्डितांसः ॥

शंकर दिग्विजये महाकाव्ये

ત્યારે ભગવાન શંકરાચાર્ય તુરતજ પંડિત મંડનમિશ્રને જીતવાને માટે પ્રયાગથી પધાર્યા. આકાશ માર્ગે જતાં મંડન મંડિતને માહિષ્મતી નગરીમાં જોયાં.

વાયુ સમાન ચાલવું, સમાચાર લાવવા–લેઇ જવા, પુરુષ સ્ત્રીની પરીક્ષા કરી ઓળખવાં તથા સંબંધ કરવો એ નાયી બ્રાહ્મણનાં મુખ્ય કામોમાંનાં કામો છે. શ્રી રામના સ્મરણમાં પણ એ કામ વાયુ પુત્રોનાં વ્યવસાદિક કર્મ હતાં. તેથી રામે પોતાની જાતે કહ્યું. રામે હનુમાનને કહ્યુંઃ—

व्यवसायश्च ते वीर सत्वयुक्तश्च विक्रमः ।
सुग्रीवस्य च सन्देशः सिद्धिं कथयतीव मे ॥
वा. रा. किष्किन्धा काण्ड सर्ग ३१ ॥

હે વીર! તારો ધંધો તથા મહા પરાક્રમ અને સુગ્રીવનો સંદેશો મને વિશ્વાસ અપાવે છે કે તને સિદ્ધિ પ્રાપ્ત થશે અર્થાત્ તું સીતાની શોધ કરી શકશે.

શ્રી હનુમાનજીને ક્ષુદ્ર પશુ વાંદરા સમજવા અથવા કહેવા એ મોટી ભૂલ છે. તેઓ ચારે વેદોના જ્ઞાતા પૂર્ણ વિદ્વાન નામી બ્રાહ્મણ હતા. તેમની પ્રશંસા ભગવાન રામે એટલા માટે જ કીધી છે. રામ લક્ષ્મણને કહે છે:—

सचिवोऽयं कपीन्द्रस्य सुग्रीवस्य महात्मनः ।
तमेव कांक्षमाणस्य ममान्तिकमिहागतः ॥

नानृग्वेद–विनीतस्य नायजुर्वेदधारिणः ।
नासामवेद–विदुषः शक्यमेवं प्रभाषितुम् ॥

नूनं व्याकरणं कृत्स्नमनेन बहुधा श्रुतम् ।
बहु व्याहरतानेन न किञ्चिदपशाब्दितम् ॥

न मुखे न नेत्रयोश्चापि ललाटे च भ्रुवोस्तथा ।
अन्येष्वपि च सर्वेषु दोषः संविदितः क्वचित् ॥

**संस्कारक्रम–सम्पन्नामद्रुतामविलम्बिताम् ।
उच्चारयति कल्याणीं वाचं हृदयहर्षिणीम् ॥**

**वाल्मीकीय रा. किष्किन्धा काण्ड सर्ग ४ ॥**

આ કપિન્દ્ર મહાત્મા સુગ્રીવનો સચિવ છે અને તેની ઇચ્છાથી અહીં મારી પાસે આવ્યો છે. ઋગ્વેદ–વિદ્યા ભણ્યા વિના, યજુર્વેદના ધારણ કર્યા વિના તથા સામવેદના વિદ્વાન થયા વિના આવુ ભાષણ કરી શકતા નથી. નિશ્ચય એણે સંપૂર્ણ વ્યાકરણ ઘણું કરીને સાંભળ્યું છે કેમકે ઘણીજ વાર સુધી ( સંસ્કૃત ) વાર્તાલાપ કરતા છતાં પણ કંઈ અશુદ્ધ નથી બોલ્યો (બોલતાં બોલતાં) મોં પર, આંખોમાં તથા લલાટ પર કે ભવાં પર અથવા કોઈ અન્ય સ્થળે પણ કંઈ દોષ જોવામાં ન આવ્યો ! ! સંસ્કાર ક્રમથી યુક્ત, અદ્રુત ( જે જલદી જલદી ન બોલવામાં આવે ) અવલંબીત (જે રહી રહીને ન બોલમાં આવે ) હૃદયને હર્ષિત કરનાર કલ્યાણકારિણી વાણી બોલે છે.

એવી રીતે ચારે વેદો અને વ્યાકરણાદિ વેદાંગ, ઉપાંગોના જ્ઞાતા, પૂર્ણ વિદ્વાન, અખંડ બાલ બ્રહ્મચારી, વજ્રાંગી હનુમાન હતા.

શ્રીહનુમાનજીની વિપ્રરૂપ ધારણ કરવાની કથા તુલસીકૃત રામાયણમાં પણ આવી છે. શ્રીરામ હનુમાનને કહે છે:—

**नाम राम लक्ष्मण दोउ भाई । संग नारि सुकुमारि सुहाई ॥
इहां हरी निशिचर वैदेही । खोजत बिप्र फिराहिं हम तेही ॥**

आपन चरित कहा हम गाई । कहहु विप्र निज कथा बुझाई ॥
तुलसी रामायण किष्किन्धा काण्ड ।

વિભિષણ હનુમાનને કહે:—

करि प्रणाम पूछी कुशलाई । विप्र कहहु निज कथा बुझाई ॥
तुलसी रामायण सुंदर काण्ड ।

શ્રી હનુમાનજીએ વિપ્ર રૂપ ધારણ નથી કર્યું પરંતુ વિપ્રજ હતા. શ્રી હનુમાનજી 'વાયુ (મારુત) ઋષિ'ના વંશજ અને કેશરીના પુત્ર હતા.

वीर केसरिणः पुत्रः वेगवान् मरुतात्मजः ।
ज्ञातीनां विपुलः शोकस्त्वया तात प्रणाशितः ॥
वाल्मीकीय रामायण किष्किन्धा कां. सर्ग ३४

'હે વીર ! તું કેશરીના પુત્ર વાયુ સમાન મરુત [વાયુ] વંશજ છે. હે પ્રિય ! તેં જ્ઞાતિઓના સંપૂર્ણ શોકને નષ્ટ કરી દીધા !

શ્રી હનુમાનજીનો જન્મ:—

चतुर्दशी कार्तिक वदी । शुभ घडि अरु शनिवार ।
ता दिन तुम प्रगटे सुनहु । बीच सकल संसार ॥
तुलसी रामायण किष्किन्धा काण्ड ।

શ્રી હનુમાનજીનો જન્મ શનિવારના રોજ થયો હતો. એટલા માટે શનિવારે નાથી લોક ઘણીજ ઓછી હજામત બનાવે છે.

શ્રી હનુમાનજી નાયીઓના પૂર્વજ હોવાનું એક બીજું પણ પ્રમાણ છે. નાયી લોક ઘણું કરીને શ્રી હનુમાનજીના ઉપાપક છે અને સ્થળે સ્થળે હનુમાનજીનું મંદિર બનાવી રાખે છે. હનુમાનજીનું નામ 'મારુતિ' ( મરુત્--વાયુનો પુત્ર ) પણ છે. દક્ષિણમાં ઘણું કરીને નાયી પોતાનું નામ 'મારુતિ રાખે છે. જેમ ફકીરા મારુતિ, મારુતિ રંભાજી, મારુતિ રાવજી, નાથોબા મારુતિ, ઈત્યાદિ.

દક્ષિણી નાયી ભાઈઓએ પોતાની જાતિનું નામ 'અમાત્ય બ્રાહ્મણ' રાખ્યું છે કેમકે તેમના આદિ પુરુષ શ્રી મનિકાવસગર પ્રભૂતિ મહાનુભાવ ચેરા, ચોલા અને પાંડયના રાજાઓને ત્યાં અમાત્ય ( સચિવ-મંત્રી ) હતા. આ હંમેશ સત્ય છે કેમકે દક્ષિણી નાયીઓના ઘણા જુના પુરુષ શ્રી હનુમાનજી પણ પમ્પાપુરના રાજા સુગ્રીવના અમાત્ય હતા

**સુગ્રીવ પણ નાયી બ્રાહ્મણ હતા**—પ્રથમ હું બતલાવી ગયો છું કે નાયી બ્રાહ્મણોના આદિ પુરુષ 'વાયુ' અને 'સવિતા' ઋષિ હતા. જેમ હનુમાનજી 'વાયુ પુત્ર' હતા તેવીજ રીતે સુગ્રીવ 'સવિતા પુત્ર' હતા. રામાયણમાં લખ્યું છે:—

**स हि राज्याच्च विभ्रष्टः कृत–वैरश्च वालिना ।**
**हृत–दारो वने त्रस्तो भ्रात्रा विनिष्कृतो भृशम् ॥**
**करिष्यति साहाय्यं युवयोर्भास्करात्मजः ।**
**सुग्रीवः सह चास्माभिः सीतायाः परिमार्गणे ॥**

**वा रा. किष्किन्धा काण्ड सर्ग ५ ॥**

( શ્રી હનુમાનજી લક્ષ્મણને કહે છે કે હે લક્ષ્મણ ! ) રાજ્યથી ભ્રષ્ટ, વાલિ સાથે વિરોધ કરનાર, સ્ત્રી જેની છીનવી લેવામાં આવી છે, ભાઇએ જેને દુઃખ દેઈ વનમાં કાઢી મૂક્યો છે એવો ભાસ્કર ( સૂર્ય-સવિતા )નો પુત્ર, સુગ્રીવ અને હું શુદ્ધાં સીતાને શોધવામાં તમો બંનેને મદદ કરીશું. પ્રતીત થાય છે કે વાયુ અને સવિતાના વંશજોએ દક્ષિણ હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપિત કરી દીધું હતું. એમનીજ પડોશમાં અગસ્ત્ય મુનિનું રાજ્ય ( આશ્રમ ) હતું. આ એજ વીરોનો પ્રતાપ હતો કે રાવણ જેવા રાક્ષસોની પડોશમાં રહીને પણ નિઃશંક રાજ્ય કરતા હતા. સુગ્રીવના ભાઈ વાલિએ રાવણને નાકે ચણા ચવરાવ્યા હતા. વાલિ, સુગ્રીવ, હનુમાન, વગેરે વાંદરા નથી પણ દ્વિજ હોવાનું એક પ્રમાણ આ પણ છે કે જ્યાં વર્તમાન પ્રસિદ્ધ રામાયણોનાં ચિત્રોમાં હનુમાનને પુંછડું લગાડી દેવામાં આવ્યું છે ત્યાં તેના શરીર ઉપર યજ્ઞોપવીત પણ દેખાડ્યું છે. ( જુઓ તુલસી રામાયણ ગુટકો, પાંચમી આવૃત્તિ સં. ૧૮૬૩ નિર્ણયસાગર પ્રેસ-મુંબઇના કિષ્કિંધાનું પ્રારંભિક ચિત્ર )

**બ્રાહ્મણનો પુત્ર નાચી**—જે વખતે મહા બળવાન અને પરાક્રમી રાજા આદેશૂર બંગ સિંહાસન પર વિરાજમાન હતા તે વખતે બ્રાહ્મણોની ધર્માવસ્થા શોચનીય હતી. એક વખત રાજા આદિશૂરે પુત્રેષ્ટિ યજ્ઞ કરવાની ઇચ્છા કરી પરંતુ જોયું કે બંગાલામાં તે વખતે બ્રાહ્મણ ગણ વેદાદિ શાસ્ત્રોથી અનભિજ્ઞ આચાર ભ્રષ્ટ અને બ્રહ્મશક્તિ વિહિત હતા. તેમના દ્વારા યજ્ઞસંપાદન અથવા કાર્ય સિદ્ધિની સંભાવના ન જાણી ને વેદપારગામી, યજ્ઞ કાર્ય વિશારદ, સદ્‌વંશભૂત પાંચ બ્રાહ્મણોને મોકલવાને કાન્યકુબ્જાધિપતિ

મહારાજ વિરસિંહની પાસે દૂત મોકલ્યો. કાન્યકુબ્જ રાજાએ તેમની પ્રાર્થનાનુસાર વેદવિશારદ, ક્રિયાદક્ષ, મહા પ્રભાવશાલી પાંચ ગોત્રના પાંચ બ્રાહ્મણ મોકલી દીધા. આ બ્રાહ્મણોએ શંક ૯૯૯ માં તે દેશમાં ગમન કર્યું હતું. " **आदिशुरो नवनवत्यधिक-नवशती शताब्दे पंच ब्राह्मणानानयामास** " વિદ્યાસાગર કૃત કૃષ્ણ ચરિત્ર

कान्यकुब्जात् समानीतान् दूतेन द्विज-पंचकान् ।
वेद-शास्त्रेष्ववगतान सर्वास्त्रे च विशारदान् ॥
गोयानारोहितान् विप्रान् खड्गचर्मादिभिर्युतान ।
पत्ति-वेशान समालोच्य विषादो जायते हृदि ॥
अश्रद्धा जायते राज्ञ इति ज्ञात्वा द्विजोत्तमाः ।
आशीर्वादार्थ निर्म्माल्यं मल्लकाष्ठोपरिस्थितम् ॥
तदा काष्ठं सजीवं स्यात् फलपल्लवसंयुतम् ।
इति दृष्ट्वा नृपस्तस्मिन् कम्पान्वित-कलेवरः ॥
स्तोत्रं च बहुधा तेषामकरोत्स नृपोत्तमः ।

इति देवीवर घटक कृत कारिका

દેવીવર ઘટકકૃત કારિકામાં લખ્યું છે કે કાન્યકુબ્જ દેશથી દુતોદ્વારા બોલાવેલા, વેદશાસ્ત્રમાં નિપુણ, સંપૂર્ણ અસ્ત્રોમાં પંડિત, ઢાલ તરવાર માટે, બળદની ગાડીમાં બેઠા, પાંચ બ્રાહ્મણોને રાજદ્વારમાં હાજર થયેલ જોઇને દુતોએ રાજાને કહ્યું. રાજા તેમના વીર વેશની કથા સાંભળીને દુઃખી થયા. એને આશીર્વાદ આપવાને

જે નિર્માલ્ય લાયા હતા તેને નિકટવર્તી એક મલ્લકાષ્ટ ઉપર સ્થાપન કરી દીધો. તેમનો એવો અદ્ભુત પ્રભાવ હતો કે જે અર્ઘ્ય સ્થાપના માત્રથીજ તે મલ્લકાષ્ટ તેજ ક્ષણે કળાપાનથી શોભિત થઇને સજીવન થઈ ઉડયો. એ જોઇને તે શ્રેષ્ઠ નૃપ ભયથી કંપતા શરીરે બ્રાહ્મણોની અનેક પ્રકારથી સ્તુતિ કરવા લાગ્યો ત્યારે બ્રાહ્મણોએ પ્રસન્ન થઇને રાજાને આશીર્વાદ દીધો. ફરી રાજાએ તે પાંચ મહાપુરૂષો દ્વારા પુત્રેષ્ટિ યજ્ઞ કરાવ્યો. આ યજ્ઞના પ્રભાવથી સંવત્સરમાં રાજાને પુત્ર થયો તે વખતે રાજાએ વિવિધ પ્રકારની સામગ્રીથી બ્રાહ્મણોને તૃપ્ત કરી પોતાના દેશમાં રહેવાને કહ્યું. રાજાની ભક્તિ અને વિનયથી સંતુષ્ટ થઈ ત્યાં રહેવાની ઇચ્છા દર્શાવી. એટલે રાજાએ પચંકોટી, કામંકોટી, હરિકોટી, કંકગ્રામ અને વટગ્રામ એ પાંચ ગામ તેમને નિવાસ કરવાને માટે આપ્યાં.

કુલદિપિકામાં લખ્યું છેઃ—

भट्टनारायणो दक्षो वेदगर्भोऽथ छान्दडः ।
अथ श्रीहर्ष नामा च कान्यकुब्जात्समागताः ॥
शाण्डिल्य गोत्रज–श्रेष्ठो भट्टनारायणः कविः ।
दक्षोऽथ काश्यप–श्रेष्ठो वात्स्य–श्रेष्ठोऽथ छान्दडः ॥
भरद्वाज–कुल–श्रेष्ठः श्री हर्षो हर्ष–वर्धनः ।
वेदगर्भोऽथ सावर्णो यथा वेद इति स्मृतः ॥
पंचकोटिः कामकोटिर्हरि कोटिस्तथैव च ।
कंकग्रामो वटग्रामस्तेषां स्थानानि पंच च ॥

इति कुलदीपिका ।

**ભટ્ટ નારાયણ**, દક્ષ, વેદ ગર્ભ, છાંદડ અને શ્રી હર્ષ એ કાન્યકુબ્જ દેશથી આવ્યા હતા. કવિભટ્ટનારાયણ, શાંડિલ્ય ગોત્રી, દક્ષ કશ્યપ ગોત્રી, છાંદડ વાત્સ્ય ગોત્રી, હર્ષ વર્ધન હર્ષ ભારદ્વાજ ગોત્રી, વેદગર્ભ સાવર્ણ ગોત્રમાં ઉત્પન્ન વેદની તુલ્ય થયા. પંચકોટી, કામકોટી, હરિકોટી, કંકગ્રામ અને વટગ્રામ એ પાંચ એમનાં સ્થાન હતાં.

વેદગર્ભના બાર પુત્ર થયા તેમના અનુસાર તેમને બાર ગાંઇની ઉપાધિ મળી.

**गाङ्गलिः पुंसिको नन्दी घण्टाकुन्द–सियारिकाः ।**
**साटो दायी तथा नायी पारीवाली च सिद्दलः ॥**
**वेदगर्भोद्भवा एते सावर्णे द्वादशस्मृताः ॥***
**इति कुलदीपिका ।**

ગાંગલી, પુંસિક, નંદીગ્રામ, ઘંટેશ્વરી, કુન્દ્રગામી, સિયારિક, સાટો, દાયી, **નાયી**, પારીહાલ, વાલી, સિદ્દલ એ બાર વિખ્યાત પુત્ર સાવર્ણ ગોત્ર વેદગર્ભથી થયા.

( 'જાતિ નિર્ણય' પં. જ્વાલાપ્રસાદ મિશ્ર મહોપદેશક ભારત ધર્મ મહામંડળ કાશીકૃત–લક્ષ્મી વેંકટેશ્વર પ્રેસ મુંબઈ સં. ૧૯૭૨ પૃષ્ટ ૨૦–૨૪ પર છાપ્યું છે. )

---

× આ વૃત્તાંત અમોને શ્રી પં. લલિતાપ્રસાદજી માસ્તર પુરાના બજાર ઉન્નાવ પાસેથી મળ્યું છે.

નાચી ગણેશ્વરના પુજારી—હરિવંશ પુરાણમાં લખ્યું છે કેઃ—

पार्श्वे तिष्ठन्तमाहूय, निकुम्भमिदमब्रवीत् ।
गणेश्वर ! पुरींगत्वा शून्यां वाराणसीं कुरु ॥
मृदुनैवाभ्युपायेन ह्यतिवीरः स पार्थिव ।
ततो गत्वा नकुम्भस्तु पुरीं वाराणसीं तदा ॥
स्वप्ने निदर्शयामास कण्डुकं नाम नापितम् ।
श्रेयस्तेऽहं करिष्यामि स्थानं मे रचयानघ ॥
मद्रूपां प्रतिमां कृत्या नगर्य्यन्ते तथैव च ।
ततः स्वप्ने यथोदिष्टं सर्वं कारितवान्नृप ॥
पुरी-द्वारे तु विज्ञाप्य राजानं च यथाविधिः ।
पूजां तु महतीं तस्य नित्यमेवाप्रयोजयत् ॥
गन्धैश्च धूपमाल्यैश्च प्रोक्षणीयैस्तथैव च ।
अन्नपान-प्रयोगैश्च अत्यद्भुतमिवाभवत् ॥
एवं संपूज्यते तत्र नित्यमेव गणेश्वरः ।
ततो वर सहस्रं तु नागराणां प्रयच्छति ॥
पुत्रान् हिरण्यमायुश्च सर्वान्कामांस्तथैवच ॥ ×
हरिवंश पुराण अ. २९ । श्लो. ४९–५१ ॥

---

× આ શ્લોક મને શ્રી પં. ફકીરચંદજી, સબ પોસ્ટ માસ્તર જેવર દ્વારા પં. શ્યામલાલજી સનાતનધર્મી પાસેથી મળ્યા.

કૈલાસવાસી શ્રી શિવ–શંભુ–મહાદેવજીએ પોતાની પાસે બેઠેલા ગણ નિકુંભને બોલાવીને કહ્યું કે 'હે ગણેશ્વર! પુરીમાં જઇને બનારસને શૂન્ય કરી દે! હે રાજન! તે મહા પરાક્રમી નિકુંભ સહેજ વધારે ઉપાયથી બનારસ પુરીમાં જઇને સ્વપ્નમાં "કુંડુક" નામના નાયીને દર્શન દેઈ કહ્યું કે 'હે નિષ્પાપ! હું તારો ઉપકાર માનીશ. તું મારા સ્વરુપની મૂર્તિ બનાવી મારૂં ધામ નગરમાં બનાવી દે.' હે રાજન! તેણે રાજાને સૂચના દેઈ સ્વપ્નના આદેશાનુસાર પુરીના દ્વાર પર વિધિપૂર્વક મંદિર બનાવી દીધુ, અને એની હમેશ પૂજા કરવા લાગ્યો. ગંધ, ધુપ, માલા, પ્રોક્ષણીય તથા અન્ન, જળ, આદિ ઉપચારોથી અત્યંત અદ્ભુત પ્રકારથી ગણેશ્વર પૂજવા લાગ્યો તથા નગર નિવાસીઓને પુત્ર, સુવર્ણ, આયુ અને સર્વ કામનાદિ સહસ્ત્ર પ્રકારનું વરદાન દેવા લાગ્યો.

**નાયી પુરોહિત અને પૂજારી**—મારવાડના પ્રાચીન રાજધાની મંડાર છે. ત્યાં પહાડ પર રાજપ્રાસાદ ( રાજમહેલ ) વગેરે અનેક ગગનભેદી મંદિર છે. આ સ્થળે પરિહારવંશ, મુકુટમણિ, વીર-શિરોમણી શ્રી નાહરરાવનું મંદિર છે. આ મંદિરના પૂજારી નાયી બ્રાહ્મણ છે. શ્રીયુત Leutinent Colonal James Tod, Late Political Agent to the Western Rajput states કર્નલ ટોડ પોતાના રાજસ્થાન* નામના ગ્રંથના પ્રથમ ભાગમાં લખ્યુ છે કે:—

---

* 'Annals and Antiquities of Rajasthan' by Lt.-Col. Tod, vol; I page 749, published by

" In a recess or cave is a rude alter sanctified by the name of Nahur Rao, the famed king of Mandore, Who net in equal combat, the chivalrous Chohan, in the pass of the Aravali. A Nayee, or barbar, performs worship to the manes of this illustrious Rajput in whose praise Chand is most eloquent Whence the choice of a barber as a priest I know not; but as he has the universal care of the material pertion of the Rajput, being always chosen as the cook, so there may be reasons for his hrving had an interest in the immaterial part in olded days, the tradition of which may have been lost."

" એક કંદરા અથાત ગુફામાં એક બેડોળ યજ્ઞવેદી છે, જે મંડોરના પ્રસિદ્ધ મહારાજ નાહરરાવના નામથી પૂજીત છે. જેમણે અરવલ્લી પર્વતના ઘાટમાં ચોહાન યોદ્ધાઓથી સમાન યુદ્ધ કર્યું હતું

---

Indian Publication Society Limited Calcutta in 1898.

+ આ વૃત્તાંત મને શ્રી પં. ભગવાનલાલજી મહેન્દ્રુ ( જીલ્લે પટના ) નિવાસી પાસેથી મળ્યો છે.

અને ચંદ વરદાઇ ( ભાટ ) એ એનો બહુજ મહિમા ગાયો છે. એ પ્રખ્યાત રજપૂત આત્માની પૂજા નાયી કરે છે. હું નથી કહી શકતો કે નાયીને કેવી રીતે ( શા આધારે ) પુરોહિત સ્વીકારમાં આવ્યો પરંતુ આ પ્રમાણે નાયીને રાજપૂતોના પ્રાકૃતિક વિભાગની રક્ષાની સંપૂર્ણ માહિતી હોય છે એટલા માટે સંભવ છે કે પ્રાચીન કાર્યમાં નાયીનો અધિકાર અપ્રાકૃતિક ( આત્મિક ) વિભાગમાં પણ હોય, જેની દંતકથા હવે નષ્ટ થઈ ગઇ છે "

વાચક બંધુઓ ! આજ જો ટોડ સાહેબ હોત તો તેઓ આ સાંભળીને–જાણીને અને ' નાયી વર્ણ નિર્ણય ' જોઇને કેટલા બધા પ્રસન્ન થાત કે નાયી પણ વેદ શાસ્ત્રાનુસાર બ્રાહ્મણ વર્ણમાં છે. અને તેમનો આધ્યાત્મિક વિભાગ પર કેટલો અધિકાર હતો. આજ ટોડ મહાશયનું અનુમાન પ્રત્યક્ષ રૂપમાં આવીને પોતાની સચ્ચાઈ પ્રકટ કરી રહ્યું છે.

કાંગડાની જ્વાલાદેવી અને વિલાસપુરની નૈનાદેવીના મંદિરોના પૂજારી નાયી બ્રાહ્મણ સદાકાળથી ચાલ્યા આવે છે અને તે જનોઇધારી છે. યુ. ધરવાલ જિલ્લે ઇટાવામાં દેવીના મંદિરના પૂજારી નાયી બ્રાહ્મણ છે. હાલમાં શ્રી પં. ઝંડેલાલજી ત્યાંના પૂજારી છે.

વ્હાલા નાયી બ્રાહ્મણ ભાઈઓ ! આ તમારી જાતનો સંક્ષિપ્ત ઈતિહાસ છે. મહર્ષિ વાયુ, મહર્ષિ સવિતા, દેવર્ષિ નારદ, આદિત્ય બ્રહ્મચારી હનુમાન, શ્રી પં. નરસુંદર શર્મા, ભગવદ્ ભક્ત શ્રી સેન મહારાજ, શ્રી મનિકાવસગર, શ્રી દામોદરૌઅર; વિગેરે મહાનુભાવ

આ સંસારમાં પોતાની અક્ષય કીર્તિ છોડી–મૂકી ગયા. પરંતુ યાદ રાખો કે:—

**A tree is known by its frnits.**

મનુષ્યનું ગૌરવ ગુણ–કર્મથી જાણવામાં આવે છે. આપમાંથી મોટા ભાગના લોકોએ ગમે તેવાં ખરાબ કામ કરવાની શરૂઆત કરી દીધી છે અને તેથી કોઇ પણ સારો મનુષ્ય એવું અનુમાન નથી કાઢી શકતો કે આપ ઉપરના મહાપુરુષોના વંશજ છો. એટલા માટે મારી આપને સવિનય પ્રાર્થના છે કે સર્વથી પહેલું જગતપિતા જગદીશ્વર અને પછી પોતાના પૂર્વજોનું સ્મરણ કરી એકી સાથે ઉભા થાવ અને સાચા **"નાયી બ્રાહ્મણ"** બની બતાવી આપો.

આજકાલ શુભકર્મોમાં જ્યારે કોઈ વખત 'નાયી બ્રાહ્મણ' શબ્દનો પ્રયોગ થાય છે ત્યારે તેને કેટલાક માણસો નાયી અને બ્રાહ્મણ એમ બે જુદા શબ્દો સમજે છે પરંતુ એ બેઉ શબ્દોને એકજ અર્થમાં લેવા જોઈએ. જેમ ગૌડ બ્રાહ્મણ, સનાઢય બ્રાહ્મણ, ઉપાધ્યાય બ્રાહ્મણ , વગેરે નામ એકજ વ્યક્તિ માટે વપરાય છે તેજ પ્રમાણે **" નાયી બ્રાહ્મણ "** પણ એક નાયીને માટેજ વાપરવો જોઇએ.





# ક્ષત્રિયત્વ અને તેનું સમાધાન

---

કેટલાક લોકો કહે છે કે નાયી ક્ષત્રિ છે. એના સમર્થનમાં પણ કેટલીક યુક્તિઓ-કેટલાંક પ્રમાણ છે. જેમકે:—

૧. નાયી શસ્ત્ર ( અસ્ત્રા, કાતર વગેરે ) ધારી છે અને શસ્ત્રને ક્ષત્રિ ધારણ કરે છે.

૨. નાયી રાજા પણ થઈ ગયા છે. મૌર્યવંશી રાજા મગધ દેશમાં રાજ્ય કરતો હતો. આ વંશના પહેલા રાજા શ્રી ચંદ્રગુપ્ત મૌર્યે ઈ. સ. પૂર્વે ૨૯૭ થી ૩૨૧ સુધી–૨૪ વર્ષ–આજથી ૨૩૦૦ વપ પહેલાં હિંદમાં ઉત્તમ રીતે રાજ્ય કર્યું છે. એની માતાનું નામ 'મુરા દેવી' હતું અને તે નાયિન હતી અને એનાજ નામને અનુકૂળ શ્રી ચંદ્રગુપ્તનો વંશ 'મૌર્યવંશ' કહેવાયો. એમના પિતા મગધેશ મહાનંદ પક્ષપાત કરી પોતાના મોટાપુત્ર–શ્રી ચંદ્રગુપ્તનો અધિકાર છીનવીને નાના પુત્રને રાજા બનાવવા ઇચ્છતા હતા પરન્તુ શ્રી

વાત્સ્યાયન મુનિ* ( પં. ચાણુક્ય ) એ ચંદ્રગુપ્તને અધિકારી સમજીને તેમને રાજ્ય સિંહાસન પર બેસાડયા—રાજ્યાભિષેક કરાવ્યો. એનું વિસ્તૃત વર્ણન 'મુદ્રા રાક્ષસ' નામના ગ્રંથમાં વિદ્યમાન છે. ચંદ્રગુપ્તનુ રાજ્ય બંગાળાની ખાડીથી લેઇને ઇરાન સુધી હતું. ઇરાનના રાજા સેલ્યુકસે ચંદ્રગુપ્ત ના રાજ્ય પર ચઢાઈ કરી હતી પણ હાર કબૂલ કરી સંધિ કરવી પડી અને પરિણામ એ આવ્યુ કે હિંદુકુશ સુધીનો દેશ ચંદ્રગુપ્તના અધિકારમા આવ્યો અને સેલ્યુકસે પોતાની છોડી પણ ચંદ્રગુપ્ત સાથે પરણાવી. મહારાજ ચંદ્રગુપ્તની સભામાં સેલ્યુકસનો મોકલેલો એક રાજદૂત મગસ્થનીજ નામનો રહ્યો હતો. તેણે મહારાજના રાજ્યનુ વર્ણન યુનાની અને લાતીની ભાષામાં કર્યુ છે. તેનુ કહેવુ છે કે મગધની રાજધાની પાટલીપુત્ર ( પટના ) ૯ માઇ-

---

*વાત્સ્યાયન મુની તેમના સમયમાં અપૂર્વ મહાનુભાવ થઈ ગયા છે. અભિજાન ચિંતામણી નામના ગ્રંથમાં પં. હેમચંદ્ર જૈને લખ્યુ છે કે:—

**वात्स्यायनो मल्लनागः कौटिल्य श्यणकात्मजः।**
**द्रामिलः पक्षिल-स्वामि, विष्णु गुप्तोऽङ्गुलश्च सः॥**

મલ્લનાગ, કૌટિલ્ય, ચાણુકય. દ્રામિલ, પક્ષિલ સ્વામી, વિષ્ણુગુપ્ત અને અંગુલ એ સર્વ મહર્ષિ વાત્સ્યાયનનાંજ નામ છે. ઉક્ત મહર્ષિ શબ્દશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર. નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે વિષયોના અદ્ભુત વિદ્વાન હતા. તેમના ત્રણ ગ્રંથ મારા જોવામાં આવ્યા છે:—

(૧) ચાણુકય નીતિ—નીતિનો વિચિત્ર ગ્રંથ છે—આ ઋષિની વિચિત્ર નીતિજ્ઞતાનુંજ બળ હતું કે મહારાજ નંદ જેવા પ્રતાપી અને

લની લંબાઇ અને ૧ા માઇલની પહોળાઇમાં સમાન્તર ચતુર્ભુજાકાર વસતી હતી. ચારે બાજુએ કોટ હતો, જેમાં ૬૪ દ્વાર હતાં. શહેરમાં ૬ ( Municipal Boards )મ્યુનિસિપલ બોર્ડસ હતી કે જે વિદેશી યાત્રાળુઓના આવાગમન, માલની આયાત નિકાશ, શિલ્પકળા, બજારના ભાવ. માપ–તોલ, કર સંગ્રહ, જન્મમરણનું પત્રક, વગેરે સર્વનો પ્રબન્ધ કરતી હતી. ચંદ્રગુપ્તના રાજ્યમાં ચોરી, વ્યભિચાર, વગેરે નામનો પ્રચાર નહોતો–સાર એ છે કે મહારાજચંદ્રગુપ્ત તેમના સમયમાં મોટા પ્રતાપી રાજા થઇ ગયા છે જેનો યશ ઇતિહાસ નભમંડલમાં શુક્રના તારા સમાન પ્રકાશિત થઈ રહ્યો છે.

---

બળવાન રાજાને ( જેના ભયથી સિકંદર બાદશાહ પણ સતલજથી આગળ ન આવી શક્યો અને પાછો સ્વદેશ ચાલ્યો ગયો ) ઉચિત દંડ લઇને ( શિક્ષા કરીને ) મહારાજ ચંદ્રગુપ્તને સંસારમાં સર્વથી અધિક બળવાન રાજા બનાવી દીધા ! શ્રી ચંદ્રગુપ્તનો સુપ્રબંધ એજ ઋષિની બુદ્ધિની ઉપજ હતી.

(૪) વાત્સ્યાયન ભાષ્ય–મહર્ષિ ગૌતમનું બનાવેલું ન્યાય–દર્શનનું સર્વમાન્ય ભાષ્ય એજ છે–એથી ઋષિની ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર અને શબ્દશાસ્ત્રની વિચિત્ર યોગ્યતા માલુમ પડે છે–એ ભાષ્યના આધારે ૨૦૦ થી વધારે ગ્રંથ ન્યાય પર લખવામાં આવ્યા છે.

(૩) કૌટિલ્ય અર્થશાસ્ત્ર—લોક (વિશેષે કરીને પાશ્ચાત્ય) સમજતા હતા કે ભારતવાસી અર્થશાસ્ત્ર ( economics ) જાણતા નથી પરંતુ ‘ કૌટિલ્ય અર્થશાસ્ત્રે ’ પોતાની સત્તાથી કમાઉ અંગ્રેજ જાતિની પણ અક્કલ ઠેકાણે લાવી દીધી છે.

શ્રી ચંદ્રગુપ્તના સંબંધમાં ઘણું કરીને ઉપરનો લેખજ જોવામાં આવે છે પરંતુ "**નાય કુલકી** ઉત્પત્તિ" પૃ. ૧૨-૧૩ ઉપર નીચે પ્રમાણે લખ્યું છે:—

"આ તેજ ચંદ્રગુપ્ત મહારાજ છે જેમના પિતા એક સાધારણ નાયી હતા, જેના ઉપર મગધ દેશની રાણી આસક્ત થઈ વૃદ્ધ પતિને મારી આ નાયીને લેઈ રાજ કરવા લાગી. કેટલાક દિવસ પછી તે નાયી મરી ગયો એટલે રાણીએ પોતાના વૃદ્ધ પતિના પુત્ર નન્દને રાજ્ય આપવા વિચાર કર્યો પરતુ ચાણાક્ય પંડિતે એનાજ નાયી પુત્ર શ્રી ચદ્રગુપ્ત મહારાજને સર્વ પ્રકારની ઉપયોગી કેળવણી આપી યોગ્ય બનાવી રાજ્ય અપાવ્યું હતું.

(૩) અનેક નાયીઓએ અનેક સ્થળે મોટાં મોટાં વિરોચિત કર્મ પણ કર્યા છે. જેમ નવ મહેલના રાજા અમરસિંહના મિત્ર કિસના નાયીએ આગરામાં વીરતા દેખાડી. ગુરુ ગોવિંદસિંહના પાંચ વીરોમાં સહેવા નાયી હતો કે જેણે દેશહિતમાં આત્મભોગ આપ્યો. એક વાર મહારાણા રાજસિંહજી ( મેવાડાધિપ ) ઓરંગજેબની દૃષ્ટતાથી દુઃખી થઈને, સંધિ કરવાનો નિશ્ચય કરી. બાદશાહની તરફ જવા તૈયાર થયા અને આજ્ઞા આપી દીધી કે કોઈ માણસ મારી સામો ન આવે ( તે જાણતા હતા કે જો કોઈ ચારણે કોઈ ઉત્તેજક વચન કહી દીધું તો કાર્યમાં વિઘ્ન આવશે ) એવા વિકટ સમયે મહારાણાના સુર્યવંશની પવિત્ર ધવલ ધ્વજાને કલંકથી બચાવવાને માટે કમ્મા નામના નાયીએ મહારાણા સન્મુખ આવીને કહ્યું—

**अजों सूर झळेहळे, अजों प्राजले हुताशण ।**
**अजों गंग खळहळे, अजों सावित इन्द्रासण ॥**

**अजों धराणि ब्रह्मण्ड, अजों फळ फूळ धरत्ती ॥**
**अजों नाथ गोरक्रख, अजों अहिवात शकत्ती ॥**
**आजु हिळोहळे धू, अटळ वेद–धर्म वाराणसी ।**
**पतशाहूंत चीतोडपति, राण मिलै फिर राजसी× ॥**

અર્થાત્ હજુ સુધી સૂર્ય આકાશમાં પ્રકાશ કરી રહ્યો છે, અગ્નિમાં તેજ ધર્મ વિદ્યમાન છે, ઇન્દ્રાસન સુદૃઢ છે, ધરતી અને બ્રહ્માંડ સ્થિર છે, પૃથ્વી ફુલે ફળે છે, હજુ ગોરખનાથજી હયાત છે ( એવો લોકોનો વિશ્વાસ છે), પાર્વતી સૌભાગ્યવતી ( સધવા ) છે ( એ પણ લોકોનો વિશ્વાસ છે ), હજુ સુધી કાશીમાં વૈદિક ધર્મ અટલ છે, પરંતુ હે રાણા ! આજે મહારાણા રાજસિંહ (કુળ. મર્યાદા અને પ્રતિજ્ઞાનો ભંગ કરીને ) બાદશાહને મળવા તૈયાર થયા છે ! મહારાણાએ હાથી પાછો વાળ્યો અને કહ્યું કે " વરદાન માગ ! " કમ્મા નાયીએ કહ્યું " મહારાજ ! જો આપની કૃપા થઇ તો એ વરદાન આપો કે નાયીને વાસણ માંજવાના નીચકર્મથી મુક્ત કરવામાં આવે " મહારાણાએ કહ્યું " તથાસ્તુ, આજથી કોઇ નાયી મેવાડમા વાસણ નહિ માંજે. " આ વતનું આજ સુધી પાલન થઇ રહ્યું છે. ધન્ય છે એ કમ્મા નાયીને કે જેણે આર્ય જાતિ ( હિંદુ ), પવિત્ર ક્ષત્રિવંશ, મેવાડ અને રાણાકુળની યશોરાશીની આધારભૂત વતનૌકાને અપયશ સાગરમાં ડુબતાં

× આ કવિતા અમારા માનનીય શ્રી ઠા. નરેન્દ્રસિંહજી વર્મા જોબનેરાધીશ પાસેથી મળી છે એથી હું તેમનો આભારી છું.

ડુબતાં બચાવી અને જેણે અન્ન, વસ્ત્ર, ધન, ભૂમિ, સેના, અધિકાર, વગેરે પોતાને માટે કંઇ ન માગતાં સંપૂર્ણ નિષ્કામભાવથી જનહિત કર્યું અને ધન્ય છે તે ક્ષત્રિયવંશને તથા મહારાણા રાજસિંહને કે જેમણે પોતાના વચનને પ્રાણની માફક આજ સુધી જાળવી રાખ્યુ અને જાળવી રાખશે.

( ૪ ) નાયીના ખલીફા, રાજા, મહેતા, ઠાકુર, વગેરે ક્ષત્રિયોચિત ઉપનામ છે.

( ૫ ) નાયીઓના ભેદ ક્ષત્રિયો જેવા પણ છે. જેમકે ચોહાન રાઠોડ, ગહલોત, પરિહાર, વગેરે.

તોપણ ઉપરની યુક્તિઓથી ક્ષત્રિયત્વ પણ કળંક છે. પરંતુ આ ક્ષાત્રસંબંધ કોઈ કોઈ સ્થળે છે-સાગરમાં બિંદુની માફક છે અને બ્રાહ્મણ ધર્મ સંબંધ સર્વવ્યાપક છે. હું એનું પણ અનુક્રમે સમાધાન કરૂં છું:—

૧ નાયીનાં અસ્ત્રા, કાતર, વગેરે ઉપકરણ શસ્ત્ર નથી. ઉણાદિ કોષમાં લખ્યું છે:—

**अपिचिमिशसिभ्यः क्त. ॥ अन्त्रम् । चित्रम् । मित्रम् । शस्त्रम् ॥ उणादि कोष अ० ४ । सू० १३४ ॥**

**भाष्द—शंसति हिनस्तीति येनतत् शस्त्रम् ॥ आयुधं वा॥**

" જેનાથી હિંસા કરવામાં આવે તેને શસ્ત્ર કહે છે. કેમકે યુદ્ધ કરવાનું આયુધ ( શસ્ત્ર ) " પરંતુ નાયીઓના અસ્ત્રા, કાતર, વગેરે શસ્ત્ર નથી કેમકે તે હિંસાને માટે નથી પરંતુ:—

**पापोपशमनं केशनखरोमापमार्जनं हर्षलाघवसौभाग्यकरमुत्साहवर्धनम् ॥ सुश्रुत चिकित्सास्थान अ. २४। सू० ७२ ॥**

કેશ, નખ અને વાળને કાપવા પાપોનો નાશ, પ્રસન્નતા, લાઘવ ( હલકાપણું ), સૌભાગ્ય અને ઉત્સાહને વધારનાર છે.

**पौष्टिकं वृष्यमायुष्यं शुचिरूपं विराजनम् ।**
**केशश्मश्रु नखादीनां कर्तनं संप्रसाधनम् ॥**

**चरक संहिता अ० ५। सु० ९३ ॥**

કેશ, શ્મશ્રુ ( દાઢી અને મૂછના વાળ ), નખ, વગેરેને કાપવા તથા કાતરવાથી પુષ્ટિ, વૃષ્ય આયુ, પવિત્રતા અને સૌંદર્ય વધે છે.

ક્ષત્રિયમાં ક્રોધની આવશ્યકતા છે, જેના વડે તે શસ્ત્ર પ્રયોગ કરે છે તથા રક્ત કાઢે છે. પરંતુ ક્ષુર દયાનો પ્રતિનિધિ છે. નાયી અસ્ત્રાને હાથમાં રાખતો છતાં પણ રક્તપાતથી સદા બચાવે છે. જો કોઈ વખત શરતચૂકથી અથવા અન્ય કારણથી યજમાનના શરીર ઉપર રક્ત આવે તો તત્કાલ તેને બંધ કરવાનો પ્રયત્ન કરશે, આ નાયીની અપૂર્વ દયા છે.*

---

*આ નાયીઓની અપૂર્વ દયાનું પરિણામ છે કે અનંત દુઃખ તથા અપમાન સહન કરીને પણ તે લોકો પોતાના યજમાનોની યજમાની કરતા રહ્યા. પરિણામ એ આવ્યું કે અત્યંત નીચ મનાવા લાગ્યા. કહ્યું છે કે "**अति सर्वत्र वर्जयेत्**" આ અતિ દયાનુંજ પરિણામ છે. તથાપિ અમારી અમારા પ્રિય નાયી ભાઇઓના પ્રતિ

જેમ " स्फ्य " નામના યજ્ઞનાં ઉપકરણ હોય છે તેમ અસ્ત્રો કાતર, વગેરે પણ વપનયજ્ઞનાં ઉપકરણ છે. વૈશ્યદેવં પર્વ નામના યજ્ઞનાં પાત્રાદિનું વર્ણન કરતાં લખ્યું છે કે:--

**दोहन-चतुष्टयम् ( शाखा, उखा, पवित्रम्, दोहन-पात्रंच ). मन्थन-चतुष्टयम् । तत्राधरारणिः, प्रमन्थः, शकलम्, द्वे तृणे च । पक्षे क्षुर-चतुष्टयं च । ( क्षुरः, नवकुशतृणानि, त्र्येणी शलली, आपश्चेति क्षुरचतुष्टयम् ) ॥**

**इष्टि संग्रह ॥**

( તે યજ્ઞમાં આ સામગ્રી પણ હોય )-દોહવાની ચાર વસ્તુ શાખા, હાંડી, પવિત્ર અને દોહવાનુ પાત્ર......મંથન (અરણિ દ્વારા અગ્નિ તૈયાર કરવા ) ની ચાર વસ્તુ-અધરારણિ, પ્રમંથ, શકલ અને બે કુશતૃણ વપનપક્ષમાં ક્ષૌરની ચાર વસ્તુ-ક્ષુર (અસ્ત્રો) નવા કુશતૃણ, શલ્લી અને પાણી-આ ક્ષુર ચતુષ્ટય.

૨. રાજા હોવાથી વંશપરંપરા વિનાશ થતો નથી. જો રાજા થવા માત્રથી ક્ષત્રિયત્વ આવતું હોય તો આજકાલ પણ અનેક એવા રાજા મહારાજા છે, જે રાજ્ય કરતાં છતાં પણ બ્રાહ્મણ કહેવાઇ રહ્યા છે, જેમ કાશી વ દરભંગા નરેશાદિ. પૂર્વકાળમાં શ્રીદ્રોણાચાર્યે પણ

---

એવી વિનતિ છે કે તેઓ પોતાના અપૂર્વ દયાધર્મને ન છોડે. એ બ્રાહ્મણનું મુખ્ય કર્તવ્ય છે. જો દુષ્ટ લોક પોતાની દુષ્ટતા ન છોડે તો સજ્જન પોતાની સજ્જનતા શા સારૂં છોડે ?

વિરાટ રાજાનું અર્ધું રાજ્ય લેઈ લીધું હતું, પરંતુ તેઓ ક્ષત્રિય ન કહેવાયા. પેશવાદિ મહારાષ્ટ્ર બ્રાહ્મણ પણ રાજા રહ્યા. અમારા પૌરાણિક ભાઈ, રાવણને રાક્ષસકર્મી હોવા છતાં પણ બ્રાહ્મણ પુત્ર માને છે. શુક્રનીતિની કથાનુસાર પહેલાં બ્રાહ્મણ લોકનેજ ગ્રામાધીશ બનાવવામાં આવતા હતા.

**ग्रामपो ब्राह्मणो योज्यः कायस्थो लेखकस्तथा ।**
**शुल्क–ग्राही तु वैश्यो हि, प्रतीहारश्च पादजः ।**

**शुक्र नीति ॥**

ગામનો ધણી ( સ્વામી–રાજા ) બ્રાહ્મણને બનાવવો જોઈએ, કાયસ્થને લેખક, કર સંગ્રહ કરવાને માટે વૈશ્ય અને સેવા કરવાને માટે શૂદ્ર મુકરર કરવો જોઈએ. નાયીને ગ્રામાધીશ પણ કહે છે. એથી નાયીનું બ્રાહ્મણત્વજ માન્ય છે.

પંજાબના રાજા જયપાલ પણ બ્રાહ્મણજ હતા:—

" Sabuktagin who once attacksd in the valley of Peshwar, that leads from Afghanistan into the Punjab, by the Brahman King of Lahore, named Jaipal, and in revenge he twice overran the whole of the Punjab and carried back vast amount of plunder to Ghazni-having totally defeated, not only Jaipal himself but also all his Rajput allies, who had assembled

from Delhi, Ajmer, and Kanauj to aid in repelling the fierce invader."

( Introduction to History of india by Lethbridge page 33.)

એકવાર લાહોરના બ્રાહ્મણ રાજા જયપાલે પેશાવરના ઘાટમાં કે જ્યાં થઇને અફગાનિસ્તાનથી પંજાબમાં આવવાનો માર્ગ છે ત્યાં સબુક્તગીન (મહમદ ગીજનીના પિતા) પર આક્રમણ કર્યું–ચઢાઇ કરી અને એના બદલામાં સબુક્તગીને આખા પંજાબને બે વાર પાયમાલ કર્યું અને કેવળ જયપાળજ નહિ પરંતુ આ ભયંકર આક્રમણ કરનારને હઠાવવાને સહાયતા કરવા દિલ્હી, અજમેર અને કનોજથી જે રાજપૂત મિત્ર એકત્ર થયા હતા તે સર્વને તદ્દન પાયમાલ કરી પોતાની સાથે ઘણી સંપત્તિ લેઇ ગયો.

( લેથબ્રિજ )

આ પ્રમાણે સિદ્ધ થયું કે મુસલમાનોનો પગપેસારો હિંદુસ્તાનમાં થયો તે વખતે પંજાબના રાજા બ્રાહ્મણ હતા અને તેઓજ સર્વથી અધિક સંખ્યામાં તથા માન્ય હતા. પંજાબ હંમેશાં આક્રમણોનો ગ્રાસ રહ્યો છે. પંજાબની ઉપર જે અત્યાચાર થયો છે તેનું દિગ્દર્શન નીચે પ્રમાણે છેઃ—

" Five hundred years have passed since that dreadful time, but never since or before has there been such aweful slaughter. Coming down with his faster hords though Afghanistan into the Punjab, he ( Taimur ) marched

slowly towards Delhi, leaving nothing behind him but dead bodies and blazing villages. When he got near Delhi, he had a hundred thousand prisoners in camp, and as he found it hard to gaurd so many captives, he put to death all over the age ef fifteen. Then Taimur fell on him ( the Pathan king of Delhi ) and utterely defeated him. For five days, the cruel Tartars roamed through the city killing the people and burning their houses."

(History of Indio by E. Marsden B. A. page 51, 52 )

" તે ભયંકર સમયને આજ ૫૦૦ વર્ષ વ્યતીત થઇ ગયાં પરંતુ તેની પહેલાં અને આજ સુધી એવો ભયાનક રક્તપાત થયો નથી. પોતાની તાતારી સેના સહિત અફગાનિસ્તાન થઇને પંજાબમાં પહોંચી તૈમુરે ધીરે ધીરે દિલ્હી તરફ જવાનું શરૂ કર્યું પરંતુ તેણે પોતાની પાછળ ( પંજાબમાં ) શબ અને બળતાં શહેરો સિવાય કંઈ ન છોડયું. જ્યારે તે દિલ્હી સમીપ પહોંચ્યો ત્યારે તેની છાવણીમાં એક લાખ કેદી હતા. અને જ્યારે તેણે જોયું કે આટલા બધા કેદીઓનું રક્ષણ કરવું કઠિન પડશે એટલે તેણે ૧૫ વર્ષથી મોટી ઉમરના કેદીઓને મારી નાંખ્યા ! ત્યાર પછી તૈમુર દિલ્હીના પઠાણ બાદશાહ ઉપર તૂટી પડ્યો અને તેને સખ્ત હાર ખવડાવી. પાંચ દિવસ સુધી નિર્દયી તાતારીઓ દિલ્હી નગરના મનુષ્યોનો જીવ લેતા અને તેમના ઘરોને બાળતા ફરતા રહ્યા."

વાચક બંધુઓ ! આ તુર્કોના અત્યાચારનો નમુનો છે. વિચાર કરો આવી દશામાં રાજકુળ કયાં સુધી બચી શકે ? એ અરસામાં કેટલાક વીરોએ પ્રાણ દીધો પણ ધર્મ ન ગુમાવ્યો. કેટલાક પોતાની જનોઈ અને ચોટલી મુસલમાનોને અર્પણ કરી પ્રાણ બચાવ્યો અને કેટલાક નામ અને વેષ બદલી જીવ બચાવ્યો-રક્ષા કરી. એમાંના આ નાયી છે.

પંજાબમાં નાયીનું સંમાનસૂચક નામ 'રાજા' છે. એ નાયી તેજ જયપાળના વંશજ છે, જેનું વર્ણન હમણાંજ અમે ઉપર કરી ચૂકયા છીએ અને ત્યારથી પંજાબના નાયી રાજા કહેવાય છે. પ્રાણ બચાવવાની ખાતર તેમણે પોતાની વર્ણ બ્રાહ્મણ ન બતાવતાં '**નાયી**' કહેવાની શરૂઆત કરી દીધી કેમકે નાયી શબ્દ બ્રાહ્મણવાચી છે. ( પાછળ જુઓ ) અને તેમનું કર્મ-ક્ષૌરકર્મ પણ બ્રાહ્મણકર્મ છે.

શ્રી ચંદ્રગુપ્તના વિષયમાં જે બે મત છે તેમાં કયા સત્ય છે તેનો પત્તો નથી. જો નાયી પિતા માનવામાં આવે તો વીર્ય પ્રાધાન્ય સિદ્ધાન્તથી સંપૂર્ણ મૌર્યવંશ-ચંદ્રગુપ્ત, બિંદુસાર, અશોક વગેરેને નાયી માનવામાં આવશે અને માતા નાયિન માનવામાં આવે તો તો વિપરીત પરિણામ આવે. પરંતુ આ વિષયમાં એક વિચિત્ર વિચાર શ્રી પં. નન્હેંલાલજી શર્મા ( પૂર્વ પ્રધાન નાયી બ્રાહ્મણ સભા ખંડવા અને વર્તમાન પ્રધાન નાયી બ્રાહ્મણ સભા નાગપુર ) એ અમારી સન્મુખ રાખ્યો. તેમણે કહ્યું. "ચંદ્રગુપ્તના પોતાના વંશનું નામ મૌર્યવંશ પોતાની માતાના નામથી રાખ્યું, એ આ વાતનું પ્રમાણ આપે છે કે તે સમયે નાયીને ક્ષત્રિયોથી ઉત્તમ માનવામાં આવતા હતા. આ નિર્વિવાદ છે કે પ્રત્યેક મનુષ્ય પોતાનું અથવા

પોતાના કુળનું નામ સારૂંજ રાખે છે, નહિ કે ખરાબ. તે સમયે નાયીવંશથી ક્ષત્રિય નંદવંશ અધિક માન્ય હોત તો ચંદ્રગુપ્ત '**મૌર્ય**' ન રાખતાં '**નંદવંશી**' જ રાખત. ક્ષત્રિયોથી ઉત્તમવર્ણ કેવળ બ્રાહ્મણ વર્ણ છે. એથી સ્પષ્ટ થાય છે કે ચંદ્રગુપ્તના વખતમાં નાયીને બ્રાહ્મણ માનવામાં આવતા હતા." જો કોઇ કહે કે 'મુદ્રા રાક્ષસ' વગેરે પુસ્તકોમાં ચંદ્રગુપ્તને '**वृषल**' લખ્યા છે પણ પાછળનો ઈતિહાસ લખનારાઓની કૃપા છે, નહિ તો નાયી બ્રાહ્મણ વંશનું ગૌરવ જોઈ તેની ભરચક નિંદા કરવામાં કસર ન કરત.

૩. વીરતાનું કાર્ય કરવાથી પણ ક્ષત્રિયત્વ માનવામાં નથી આવતું. શ્રી પરશુરામજીએ વીરતાનું કાર્ય કીધું, શ્રી દ્રોણાચાર્યે મહાભારતમાં સેનાપતિનું પદ ગ્રહણ કીધું, શ્રી કૃપાચાર્ય અને અશ્વત્થામાએ પણ યુદ્ધ કર્યું પરંતુ એમાંથી કોઇ પણ અબ્રાહ્મણ ન કહેવાયા.

૪. નાયીનાં રાજા આદિ નામ તેમનાં રાજા થવાથી પડયાં છે, જેમકે અમે ઉપર વર્ણન કરી ચૂકયા છીએ. ખલીફાનો અર્થ ગુરુ છે કે જે બ્રાહ્મણવાચી છે. મહેતા પણ પંજાબમાં બ્રાહ્મણોનો ભેદ છે. ઠાકુર પણ બંગાળામાં બ્રાહ્મણની અટક છે, જેમકે રવિંદ્રનાથ ઠાકુર, વગેરે. શ્રી રઘુવીર શરણ દુબલીસ મેનેજર ભારકર પ્રેસ મેરઠ પ્રકાશિત 'સંસ્કૃત હિંદી કોષ' પૃષ્ટ ૩૦૧ ઉપર લખ્યુ છે 'ઠક્કુર' (પુ.) દેવતા, ઠાકુર, દેવમૂર્તિ, વગેરે બ્રાહ્મણની અટક છે. આ નામ માત્રની વાતોથી નાયીઓનું ક્ષત્રિયત્વ માની બેસવું ભૂલ ભરેલું છે.

ચોહણ, રાઠોડ, ગહલોત, પરિહાર, વગેરે ભેદના નાયી ઘણું કરીને રાજપૂતાનામાં મળી આવે છે. પરંતુ એનું કોઇપણ ક્રમબદ્ધ

પ્રમાણ નથી મળતુ કે તેઓ કયારથી ક્ષત્રિયોથી પૃથક થયા અને શાથી પૃથક થયા ? માલૂમ પડે છે કે જે નાયી ક્ષત્રિયોની યજમાની કરતા હતા અથવા કરવા લાગ્યા તેમનાજ ભેદોનો તેમણે પાછળથી પોતાના માટે પ્રયોગ કરવા માંડયો. સાચી વાત એ છે કે જે મનુષ્ય જે સમુદાયમાં રહીને તેના પ્રમાણે આચરણ કરે છે તે તેજ સમુદાયનો સમન્વય છે. ચોહાણ, રાઠોડ, આદિ કહેનાર નાયી જાતિમાં મળેલા છે અને તેમનાજ અનુકૂળ વ્યવહાર તથા આચરણ કરે છે. એટલા માટે પણ નાયી બ્રાહ્મણજ મનાશે. પ્રાચીન સમયમાં પણ અનેક બીજી વર્ણોના લોક ગુણ કર્માનુસાર ઉત્તમ વર્ણોને પ્રાપ્ત કરી શકયા છે. જેમનું વર્ણન અમે વર્ણવ્યવસ્થાના પ્રકરણમાં કરી ચૂકયા છીએ કે અરિષ્ટષેણ, સિંધુદ્દીપ, દેવાપિ, વિશ્વામિત્ર, ગાર્ગ્ય વગેરે ક્ષત્રિયોના બ્રાહ્મણ થઇ ગયા. એટલા માટે જે નાયી ક્ષત્રિયોમાંથી આવી નાયીઓમાં મળી ગયા હશે તે પણ નાયી બ્રાહ્મણજ ગણાશે.





# શું કરવું.

પોતાને ઉચ્ચ સમજનાર ભાઇઓએ વિચાર કરવા જોઇએ કે પરસ્પરના વૈમનસ્યથી દેશ રસાતળ જતો રહ્યો, ભાઇ ભાઇને છુટા પાડી દીધા તથા ધર્મનો નાશ કરી દીધો. પરંતુ હવે ઇશ્વરકૃપાથી ભારતમાં એકતાની મજબૂત સાંકળ તૈયાર કરવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. કડી સાથે કડી જોડાઇ રહી છે. ગોરક્ષાના પ્રશ્ન પર હિંદુ મુસલમાન એક થઇ રહ્યા છે. ભારતવાસી ચ્હાય છે કે સ્વરાજ્ય મળે કેમકે ' પરાધીન સ્વપ્ને સુખ નહીં ' પરંતુ જે બીજાને સ્વાધીન કરવા નથી ઇચ્છતો તે સ્વયં [પોતે] સ્વાધીનતાનો અધિકારી શી રીતે થઇ શકે ? જે વખતે હોમરૂલ લીગનું ડેપ્યુટેશન વિલાયતમાં સ્વરાજ્ય માંગવા ગયું તે વખતે તેનો વિરોધ કરવાવાળો જો કોઇ સમુદાય હોય તો તે બીજો નહિ પણ જેને આપણે અસ્પૃશ્ય અને નીચ સમજીએ છીએ તે લોકોનો હતો. જો તેમને ઉન્નતિનો અવસર આપ્યો હોત અગર સાથી બનાવી દીધા હોત તો થોડી ઘણી પણ સફળતા મળત. જ્યારે મી. માંટેગુ ( હિંદી પ્રધાન ) ભારત વાસીઓને કંઇક અધિકાર આપવાનો વિચાર કરી રહ્યો હતો ત્યારે ઓલ ઈંડિયા

મુસ્લીમ લીગનું ડેપ્યુટેશન અલગ ગયું, શીખ અલગ ગયા, બ્રાહ્મણ અલગ ગયા, અબ્રાહ્મણ અલગ ગયા, જમીનદારોએ પોતાની ન્યારી હાંકી અને સર્વેએ પોત પોતાના જુદા અધિકાર માગ્યા. હિંદી પ્રધાન મી. મોંટેગુએ વિચાર કર્યો કે કોને શું આપુ? પરિણામ ઉલટું આવ્યુ. જો સર્વ એકમત થઈ–કરી ગયા હોત તો કંઈને કંઈ તો મળતજ. જ્યા સુધી વેદની આજ્ઞાનું પાલન નહિ થાય ત્યાં સુધી દેશનું કલ્યાણ કદાપિ થવાનુ નથી.

વેદની આજ્ઞા તે કેઃ—

**ओं संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । देवा-भागं यथापूर्वे संजानाना उपासते ॥**

**ऋग्वेद मं. १० । सू. १११ । म. २ ॥**

હે મનુષ્યો જો તમો પૂર્વના વિદ્વાનો સમાન ઐશ્વયવાળા થવા ચ્હાતા હો તો સર્વ એક વૈદિક માર્ગે ચાલો એક વૈદિક સત્ય વચન બોલો અને તમારાં મન એક કરો. હવે ભારતવાસીઓએ વેરભાવને ભુલી જઈને એ કરવું જોઈએ કે એક આર્ય જાતિના બનાવટી જાતિભેદ રૂપી હજારો વિભાગને સંયુક્ત કરી–જેટલી દઈ વૈદિક ચાતુર્વણ્યની સ્થાપના કરી એક બીજાને પ્રેમપાશમાં બાંધી દે. બ્રાહ્મણ ભાઈઓ પોતાના વિખુટા પડેલા નાના ભાઈઓને ભેળવી પોતાની શક્તિ વધારી પ્રીતિ પૂર્વક ઉન્નતિ કરે.

અત્રિસ્મૃતિમાં લખ્યું છે કેઃ—

**अंगीकारेण ज्ञातीनां, ब्राह्मणानुग्रहेण च ।**
**पूयन्ते तत्र पापिष्ठा, महापातकिनोऽपि ये ॥**

**अत्रिस्मृति २७४ ॥**

અર્થાત્ જ્ઞાતિનો સ્વીકાર કરી લીધે અને બ્રાહ્મણોની કૃપા વડે મોટા મોટા પાપી અને મહાપાતકી પણ પવિત્ર થઇ જાય છે. આ નાયીઓએ તો અપરાધ કર્યો નથી તો પછી એમને દૂર કેમ રાખવામાં આવ્યા ? એટલુંજ નહિ પણ આ સમુદાય પરજ્ઞાતિનો સ્વીકાર અને બ્રાહ્મણોની મહેરબાની એ બંને થયેલ છે:—

**જ્ઞાતિનો અંગીકાર**—મોતી પ્રેસ હોશિયારપુરથી એક પુસ્તક પં. મથુરાદત્તજી શર્મા જ્યોતિષીની તરફથી " **कुलिन ब्राह्मण निर्णय** " નામનું ઉર્દુમાં પ્રકાશિત થયેલું છે. જેમાં નીચેનો લેખ છે:—

" તા. ૧૦ નવેમ્બર ૧૯૧૧ ના હિંદુસ્તાન પેપરમાં તથા તા. ૨૧ જુન ૧૯૧૧ના બ્રાહ્મણ પેપરમાં બ્રાહ્મણ મહાસભા પંજાબ તરફથી નોટીસ નં. ૮ નો પ્રત્યુત્તર લખેલો મળ્યો કે —

**" ब्राह्मण महासभा को शास्त्रार्थोंसे कोई वास्तः नहीं है । नायी ब्राह्मण हैं वह अपने आपको ब्राह्मण लिखें—ब्राह्मण महासभा उनके ब्राह्मण बनने में सद्दराह नहीं होती और राजपूत वगैरः हिन्दू पबलिक उनको बेशक पुरोहित बना लेवें । "**

" બ્રાહ્મણ મહાસભાને શાસ્ત્રાર્થો કરવાની કાંઇ જરૂર નથી. નાયી બ્રાહ્મણ છે તે પોત પોતાને બ્રાહ્મણ લખે—બ્રાહ્મણ મહાસભા તેમને બ્રાહ્મણ બનવામાં આડે આવતી નથી અને રાજપૂત વગેરે સામાન્ય હિંદુલોકો તેમને બેશક પુરોહિત બનાવી લે."

**નાયી યાજકોનું બ્રાહ્મણત્વ સ્વીકાર**—શ્રી પં. દયાનંદજી શર્મા વૈદ્ય યાજક ( નાયી બ્રાહ્મણ ) ડેરાગાજીખાં નિવાસી છે, જે આજકાલ ગોઘ્રા બ્રાંચચક નં. ૧૧૭ જિ. લાયલપુરમાં રહે છે. તેઓશ્રી એ વ્યક્તિ છે કે જેમણે આ પડતીના વખતમાં સર્વથી પહેલી પંજાબમાં નાયીના બ્રાહ્મણ હોવાની ઝુંબેશ ઉઠાવી. તેમને કેટલાક પંડિતોએ આ વાતનો લેખ કરી આપ્યો કે યાજક નાયી ખરેખર બ્રાહ્મણ છે. અમો નીચે એક પ્રમાણ પત્રની નકલ છાપીએ છીએ, જેમાં પંડિત મંડળીએ તેજ પંડિતજીને બ્રાહ્મણ હોવાનું પ્રમાણપત્ર વિક્રમ સં. ૧૯૬૨ માં આપ્યું હતુ. અસલ પ્રમાણપત્ર અમારી સન્મુખ છેઃ—

### श्री गणेशायनमः

ब्राह्मण वर्णमे जो जातियों दैवयोगसे पतित होकर नीच अवस्थाको प्राप्त हुई जैसे तिरवे, ब्रह्मी, गांधी भारद्वाज आदि। याजक जिनका धर्म उपरिउक्त शास्त्रानुसार यज्ञ करना और कराना है। ब्राह्मण याजकोंको मालिन आजीविकाका त्यागही योग्य है क्युंकि इनको अपनी आजीविका उत्तम विद्या शुभ गुण कर्मोंसे करनाही उचित है और ब्राह्मण याजककी कन्याका पाणि-ग्रहण ब्राह्मण याजकसेही होता है। अन्य वर्ण क्षत्री वैश्य शूद्र इनसे कन्यादान नहीं ले सकते। याजक शब्द ब्राह्मण वर्ण सिद्ध होता है इसलिये दयानंद शर्मा याजक जाति गांधी जो

चिरकालसे उत्तम आजीविका और शिवार्चन आदि प्रयोग निष्काम करता रहा है और जन्मसे ब्राह्मण वर्णही है इसलिये ये पत्र इसको योग्य समझकर दिया गया है अतः धनकी लालच रहित प्रसन्नतापूर्वक निम्न स्थानमें सनातनी पंडितोंके हस्ताक्षर हैं। निवासी डेरागाजीखां मार्गशीर्ष सं. १९६२.

मुशल जातीय नंद शर्मा

पं. ऊधोदास शर्मा मुशल

पं. सदानंद शर्मा ज्ञाति सामेपोभा

केवलं याजक शब्द एव ब्राह्मण वर्ण एवान्तर्भवर्तात्यनुमयन्ते

पं. चिमनलाल शर्मा.

पं. तरवतराम शर्मा तीक्ष्ण

रामचंद शर्मा मूलत्राण निवासी कुंबरीया

श्री गणेशाय नमः

બ્રાહ્મણ વર્ણમાંથી જે જાતિઓ દૈવયોગથી પતિત થઈ નીચ અવસ્થાને પ્રાપ્ત થઈ જેવી કે તિરવે, બ્રહ્મો, ગાંધી, ભારદ્વાજ, આદિ. યાજક જેનો ધર્મ ઉપરિયુક્ત શાસ્ત્રાનુસાર યજ્ઞ કરવાનો અને કરાવવાનો છે. બ્રાહ્મણ યાજકોને મલિન આજીવિકાનો ત્યાગજ યોગ્ય છે કેમકે એને પોતાની આજીવિકા ઉત્તમ વિદ્યા શુભ ગુણ

કર્મો કરવાંજ ઉચિત છે અને બ્રાહ્મણ યાજકની કન્યાનું પાણીગ્રહણ બ્રાહ્મણ યાજકથીજ થાય છે. અન્ય વર્ણ ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર એનાથી કન્યાદાન નથી લેઇ શકાતું, યાજક શબ્દ બ્રાહ્મણ વર્ણ સિદ્ધ થાય છે એટલા માટે દયાનંદ શર્મા યાજક જાતિ ગાંધી જે ચિરકાળથી ઉત્તમ આજીવિકા અને શિવાર્ચન આદિ પ્રયોગ નિષ્કામપણે કરતા રહ્યા છે અને જન્મથી બ્રાહ્મણ વર્ણજ છે એટલા માટે આ પત્ર એમની યોગ્યતા સમજીને આપવામાં આવે છે એટલા માટે ધનની લાલચ રહિત પ્રસન્નતા પૂર્વક નીચેના સ્થળે સનાતની પંડિતોની સહી છે. નિવાસી ડેરાગાજીખાં માગશર વિ. સં. ૧૯૬૨

( સહીઓ હિંદી પ્રમાણે )

**બ્રહ્મણાનુગ્રહ**—મહર્ષિ દયાનંદે તો ગુણ, કર્મ અને સ્વભાવાનુસાર વર્ણવ્યવસ્થા કરીને પ્રત્યેક મનુષ્યને ઉન્નતિનો અવસર આપેલો છે. તથાપિ શ્રી શ્રોત્રિય પં. છોટેલાલજી શર્મા મહામંત્રી હિંદુધર્મ વર્ણવ્યવસ્થા ઃ ફુલેરા રાજ્ય જયપુરે પણ પોતાના 'જાતિ અન્વેષણ' ના પહેલા ભાગમાં લખ્યુ છે કેઃ—

" પ્રાચીન કાળમાં જે મોટા વિદ્વાન વ તર્કશાસ્ત્રના જાણવાવાળા હતા તેમનું નામ નાગી રાખવામાં આવ્યું હતું, જેનું બગડેલુ

---

આ થંડળના (૧) પ્રમુખ–શ્રી પં. શિવદત્તજી મહામહોપાધ્યાય હેડ સંસ્કૃત પ્રોફેસર ઓરિયેન્ટલ કોલેજ લાહોર.

(૨) ઉપપ્રમુખ—શ્રી પં. બુલાકીરામજી પંજાબ ભૂષણ, વિંદ્યાસાગર એમ. આર. એ. એસ. (લંડન) મેયો કોલેજ અજમેર.

રૂપ ન્યાયી વા નાઈ ગઈ ગયું. એમની વિદ્યા અને બુદ્ધિના કારણે છોકરા છોકરીના વિવાહ, શાદી, સગાઇ, વગેરે એમની સંમતિ અનુસાર થતાં હતાં. આ જાતિને ઘણું કરીને હજુ સુધી ઇમાનદાર વ પ્રતિષ્ટિત સમજવામાં–ગણવામાં આવે છે. એકલી જુવાન વહુ દીકરીઓને હજારો રૂપીઆની જણસો સહિત એની સાથે બેધડક મોકલે છે. પ્રાચીન કાળમાં આ જાતિની સ્થિતિ જેટલી ઉત્તમ હતી તેટલીજ આજકાલ નીચ છે. તથાપિ આ જાતિ ઉચ્ચત્તમ કોટીએ પહોંવાને પ્રયત્ન કરી રહી છે. અને પોતાને બ્રાહ્મણ વર્ણમાં બતલાવે છે.................એક શાસ્ત્રીય નિયમથી બ્રાહ્મણ વર્ણમાં તથા બીજા કારણથી ક્ષત્રિ વર્ણમાં છે એમ નક્કી થાય છે. પરંતુ એના મુખ્ય ભેદ ૮૮૮ છે એટલા માટે દરેકની અલગ અલગ સ્થિતિ જોઇને વર્ણનો નિશ્ચય કરવાનો છે, એમાં કન્નોજીયે સરયૂપારી તથા નાઇ પાંડે વગેરે ભેદોનો બ્રાહ્મણત્વ સાથે સંબંધ છે કે નથી ? સંયુક્ત પ્રાંતનાં આર્ય ગુરુકુલોમાં નાયીઓના છોકરાઓને યજ્ઞોપવીત કરાવી દેવામાં આવી છે. ”

( જાતિ અન્વેષણ પૃ, ૨૮૦–૨૮૧ )





# નાગી બ્રાહ્મણોને.

અમારૂં કહેવું એવું છે કે હાલ તમો સંપૂર્ણ રીતે ઉન્નતિ કરી શકો એવો સમય છે. વિદ્યાભ્યાસ કરો, ધર્મનું શિક્ષણ ગ્રહણ કરો અને ધર્માનુસાર વ્યવહાર કરતાં શીખો. ઉન્નતિ કરતી વખતે પોતાથી નીચની તરફ દૃષ્ટિ કરવી જોઇએ નહિ, પરંતુ આપણાથી ઉત્તમ હોય તેને આદર્શ બનાવવો જોઇએ. ઉન્નતિ તેજ કરી શકશે જેનો આદર્શ ઉચ્ચ હશે. દરેક મનુષ્યને મુક્તિ મેળવવા માટે પ્રયત્ન કરવાની જરૂર છે અને તેજ તેનો ઉચ્ચ આદર્શ છે. આપણા સમુદાયમાંથી કુપ્રથાઓને દૂર કરવાનો પ્રયત્ન કરો, સેવાકર્મ દ્વારા આજીવિકા ચલાવવાનું છોડી દ્વિજોચિત કર્મ કરો આપણા ગુણ, કર્મ, સ્વભાવાનુસાર વર્ણવ્યવસ્થા પ્રાપ્ત કરો. યાદ રાખો કે પરમાત્માએ તમોને સુકર્મ કરવાને માટે સંસારમાં મોકલ્યા છે. ઉત્તમમાં ઉત્તમ કર્મ કરવાને તમને સંપૂર્ણ અધિકાર છે. પરંતુ પ્રથમ યોગ્યતાની જરૂર છે. શુભાશુભ કર્મ કરવાં તમારા હાથમાં છે, જો ઇચ્છા હોય તો કરો પરંતુ જીવન તેનુંજ સાર્થક છે કે જે ધર્માનુકૂળ હોય.

કહ્યું છે કે:—

**धर्मार्थ–काम–मोक्षाणां, यस्यैकोऽपि न विद्यते ।**
**अजा–गलस्तनस्येव, तस्य जन्म निर्थकम् ॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમાંનું જેની પાસે એક પણ નથી તેનું જીવન બકરીના ગળાના સ્તનની માફક નિર્થક છે.

મેં અનેક ગ્રંથોના આધારે એ સિદ્ધ કરી દીધું કે નાયી બ્રાહ્મણ કુલોત્પન્ન અને બ્રાહ્મણ છે પરંતુ એની મતલબ એ નથી કે એટલામાંજ નાયી ભાઈ સંતુષ્ટ થઈ જાય. પરંતુ સાચા બ્રાહ્મણ બની બતાવે. બ્રાહ્મણને માટે વેદાધ્યયન પરમ ધર્મ છે. જે સ્વયં વેદાધ્યયન ન કરી શકે તે પોતાનાં સંતાન-છોકરા, છોકરીને કેળવણી આપે. ૮ થી ૧૧ વર્ષ સુધી પોતાનાં બાળકોને ઉપનયન સંસ્કાર કરાવીને નિયમાનુસાર ગુરુકુળ, પાઠશાળા વગેરે પવિત્ર સંસ્થાઓમાં દાખલ કરાવે અને ધર્મનું શિક્ષણ અપાવે. નીચકર્મો કરવાનાં છોડી દઈ સુકર્મો કરવા માંડે, યજ્ઞોપવીત ધારણ કરી હરરોજ સંધ્યા, હવન વગેરે શુભ કર્મો કરે. બ્રાહ્મણ કુળમાં જન્મ લેઈને કર્મ શૂન્ય થવું એ કુળને કલંક લગાડવા જેવું છે.

**यथा काष्ट–मयो हस्ती, यथा चर्ममयो मृगः ।**
**यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥**

લાકડાનો હાથી, ચામડાનો બનાવેલ મૃગ અને અવિદ્વાન બ્રાહ્મણ એ ત્રણ ફક્ત નામનાજ હોય છે. અર્થાત્ તેમનાથી કોઇ વિશેષ કાર્ય સિદ્ધ થતું નથી. જેમ બનાવટી (કપડા વગેરેની બનેલી) બિલાડીથી ઉંદર ડરતો નથી તેજ પ્રમાણે વિદ્યા—ગુણ—હીન બ્રાહ્મણને કોઈ માન્ય કરતું નથી.

હું મારા નાયી ભાઈઓને એક બીજો શુભ સંવાદ આપવા ઇચ્છું છું અને તે એ છે કેઃ—

"શ્રી ભારત ધર્મ મહામંડળ કાશી" કે જે સનાતન ધર્મના સર્વથી મોટી મહાસભા છે. એના—

(૧) મહાસભાપતિ—શ્રી ઓનરેબલ મહારાજા બહાદુર સર શ્રી ૧૦૮ શ્રી રામેશ્વરસિંહજી G. C. I. E., K. B. E. દરભંગા નરેશ.

(૨) સભાપતિ અખિલ ભારતવર્ષીય પ્રતિનિધિ સભા ક: લેફ્ટિનેન્ટ જનરલ હીઝ હાઇનેસ મહારાજા સર શ્રી ૧૦૮ શ્રી પ્રતાપ સિંહજી ઈંદ્ર મહીંદ્ર બહાદુર G. C. S. I., G. C. I. E., G B. E., L. L. D. જમ્બુ વ કાશ્મીર નરેશ.

(૩) સભાપતિ વ્યવસ્થાપિકા સભા—શ્રી ઓનરેબલ મહારાજા બહાદુર સર શ્રી ૧૦૮ શ્રી રવનેશ્વરપ્રસાદસિંહજી K. C. I. E. ગિધૌર (મુંગેર)

(૪) સરક્ષક—અનેક રાજા મહારાજા.

(૫) મહામંત્રી (General Secretary)—શ્રી કુંવર કવીન્દ્ર નારાયણસિંહજી, અને

(૬) મુખ્યમંત્રી (Chief Secretary)—શ્રી ઓનરેબલ ધર્મ ભૂષણ શ્રી કે. વી. રંગા સ્વામી એયંગર ઇત્યાદિ છે.

આ ભારત ધર્મ મહામંડળના મંત્રી મહાશયની સેવામાં મારા એક મિત્ર શ્રી. પં. ભગવતીપ્રસાદજી શર્માએ એક પત્ર લખ્યો હતો તેના ઉત્તરમાં મહામંડળના ઉપમંત્રી શ્રી પં. ગોવિંદ શાસ્ત્રીજીએ લખ્યું છે કેઃ—

શ્રી ભારત ધર્મ મહામંડળ કાશીની વ્યવસ્થાઃ—

" **महाशय !**

**आपका पत्र प्राप्त हुआ । नाइयोंने एक पुस्तिका और आपका भेजा विज्ञापन हमारे यहां भी भेजा है ।**

**ब्राह्मण होकर भी वे अपना क्षौर कर्म अबाधित रखना चाहते हैं । यह सन्तोषकी बात है । रही बात ब्राह्मण आचार की । ब्राह्मण ही अपना धर्म कर्म इस कालि कालमें नहीं निवाह सकते, हज्जाम कैसे निवाहेंगे ? यदि इसमें वे सफल हुये तो हमें सन्तोष ही होगा ।** "

"મહાશય !

આપનો પત્ર મળ્યો. નાયીઓએ મોકલાવેલ પુસ્તક અને આપે મોકલાવેલ જાહેર ખબર × અમારે ત્યાં આવ્યાં છે.

બ્રાહ્મણ થઇને પણ તેઓ પોતાનું ક્ષૌરકર્મ અબાધિત રાખવા ઈચ્છે છે એ સંતોષની વાત છે. હવે રહી વાત બ્રાહ્મણ આચારની બ્રાહ્મણ જ આ કલિકાલમાં પોતાનાં ધર્મ કર્મ કરી શકતા નથી તો નાયી કેવી રીતે કરી શકે ? જો એમાં તેઓ સફળ થશે તો અમોને ઘણો જ સંતોષ થશે. "

નાયીઓ ! મહામંડળની વ્યવસ્થા આવી છે. તે પણ તમારી ઉન્નતિમાં બાધક નથી. હવે પણ ઉન્નતિ ન કરો તો તમારૂં દુર્ભાગ્ય.

---

* ન્યાયી વર્ણ નિર્ણય.

× શાસ્ત્રાર્થ માટે આમંત્રણની જાહેર ખબર.

(લેખક)

આ સ્થળે મારે અન્ય સનાતની ભાઈઓને એ કહેવાનું છે કે તેઓ મહામંડળના આ લેખનું સન્માન કરતાં છતાં નાર્યાઓની ઉન્નતિમાં મદદગાર થાય. એજ મનુષ્યધર્મ છે.

નાર્યા ભાઈઓ ! એક બીજી વાત યાદ રાખો:—

निन्दन्तु नीति निपुणा, यदि वा स्तुवन्तु,
लक्ष्मीस्समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा,
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

भर्तृहरि०

નીતિ નિપુણ પુરુષ ચાહે નિંદા કરે ચાહે સ્તુતિ, ચાહે લક્ષ્મી આવે ચાહે લક્ષ્મી ચાલી જાય, જે થવાનું હોય તે થાય, આજે જ મરણ થાય કે યુગાન્તરે પરંતુ ધીર પુરુષ ન્યાય માર્ગથી ચલિત થતો જ નથી.

સર્વે ભેગા મળી ઈશ્વર પર શ્રદ્ધા રાખી ઉન્નતિ કરો. જરૂર સફળતા મળશે. વાચક બંધુઓ ! આવો, આપણે સૌ ભેગા મળીને જગતના કર્ત્તા, ધર્ત્તા, સંહર્તા, અનાદિ, અનંત, અનુપમ, નિત્યશુદ્ધ-બુદ્ધ–મુક્ત–સ્વભાવ, સર્વાનંદપ્રદ શિવ કે જે આપણા મનોમંદિરમાં વિરાજમાન છે, તેમના ચરણોમાં વિનીત ભાવથી બેસીને પ્રાર્થના કરીએ કે:—

ओं असतोर्मा सद्गमय तमसोर्मा ज्योतिर्गमय मृत्योर्मा अमृतं गमयेति ।! *

शतपथ ब्रा. १४।३।१।३०॥

ओं यत्रानन्दाश्च मोदाश्च मुदः प्रमुद आसते ।
कामस्य यत्राप्ता कामास्तत्र माममृतं कृधि ॥

ऋग. ९ । ११२ । ११ ॥

હે સર્વ જગતોત્પાદક. સર્વાન્તર્યામિન. સર્વેશ્વર, સર્વશક્તિમાન સર્વાધાર. જગદીશ્વર ! આપ અમોને અસત્ પદાર્થથી બચાવીને સન્માર્ગે લઇ જાવ, અંધકારથી હટાવીને જ્યોતીની તરફ લેઇ જાવ. જન્મ મરણ રૂપ મૃત્યુના ભયથી બચાવી મોક્ષરૂપ અમૃત અપાવો હે પરમ પિતા ! જેના હૃદયમાં આનંદ મોદ. મુદ. પ્રમુદ વિદ્યમાન રહે છે, જેના હૃદયમાં કર્મોનો અને કામનો લય થઇ જાય છે તેવા હૃદયમાં મને પોતાને મારા પોતામાં અમર બનાવી દો. એજ પ્રાથના છે.

ओ३म् शम् ।

---

* આ પ્રાર્થના સત્યાગ્રહાશ્રમમાં હમેશ બોલાય છે.

( અનુવાદક )

# પરિશિષ્ઠ.

મને અનેક વાર પ્રશ્ન પૂછવામાં આવ્યા છે કે " નાયીઓની ઉત્પત્તિ ક્યાંથી થઇ અને કેવી રીતે ? " પ્રશ્ન પૂછવાનો આશય એ છે કે હું નાયીનો જન્મ કોઇ એવા પ્રકારથી બતાવુ કે—

(૧) દુર્ગાદેવીની હથેલીમાંથી બ્રહ્મા, વિષ્ણુ અને માહેશ્વરની ઉત્પત્તિ; અને દુર્ગા અને શિવજીથી સૃષ્ટિનું ચાલવુ.

(૨) ક્ષીરસાગરમાં પોઢેલા શેષશાયી વિષ્ણુ ભગવાનની નાભી-માંથી કમળ, કમળમાંથી બ્રહ્મા અને બ્રહ્માથી સૃષ્ટિની ઉત્પત્તિ થવી.

(૩) અગસ્ત્ય ઋષિનો ઘડામાંથી, ઋષ્યશૃંગનો હરિણીના શીંગ-ડામાથી, ગૌતમનો સસલાની પીઠમાંથી, જન્મ થવા, વગેરે.

જો આ પ્રમાણેની ઉત્પત્તિ સાંભળવી ઇષ્ટ હોય તો હું નાયીની ઉત્પત્તિ પણ તેજ પ્રમાણેની અપ્રમાણ સંભળાવું છું.

સાંભળો:—

નાભિક પુરાણ* ના પ્રથમ અધ્યાયમાં લખ્યું છે કે આદિ

---

* આ 'નાભિક પુરાણ' શ્રાવણ શુદ પાંચમ શકે ૧૨૬૦ માં લખાઇ રહ્યું હતું, જેને આજે પોણાછસો (૫૭૫) વર્ષથી વધુ થાય છે. એને શ્રીનાથ્યવા લક્ષ્મણ વામણકર પાટીલ જિલ્લા સતારાએ મુંબઇના 'સુબોધ પ્રકાશ યન્ત્રણાલય' માં સન ૧૮૯૨ માં છપાવ્યું અને એનું ૧૮૬૭ ના ૨૫ મા એક્ટ પ્રમાણે રજીસ્ટર પણ થઇ ગયું છે.

પુરુષ શ્રી શિવજી મહારાજ હતા, તેમના હૃદયમાંથી વિષ્ણુ ભગવાનનો જન્મ થયો અને પછી—

**श्री विष्णू चे नाभि कमल ॥ ते थें जन्मलें द्विजकुल ॥**
**अष्ट वर्गी अति निर्मल ॥ ऐसे तया बोलती ॥**

અર્થાત્ શ્રી વિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા એ પ્રમાણે બ્રહ્માના પિતા વિષ્ણુ અને વિષ્ણુના પિતા શિવજી થયા.

જે સમયે બ્રહ્માજીનો જન્મ થયો તે સમયે વિષ્ણુ ભગવાને પોતાના પિતા શિવજીને પૂછ્યું કે "પિતાજી જે કારણથી નાભિકમળની આઠ પાંખડીઓ પર બ્રહ્મા ઉત્પન્ન થયા, તેજ કારણથી આ બ્રાહ્મણ છે અને એને ઉપનયન અવશ્ય થવું જોઈએ, કેમકે—

**व्रत बन्धा वांचुनी द्विजत्व नव्हे कदा जाणी ॥**
**या लागीं त्वां वेद अर्पुनी । मौंजी बन्धन करावे ॥**

અર્થાત્ ઉપનયન સંસ્કાર થયા વિના દ્વિજત્વ મળતું નથી એટલા માટે વેદારંભ સારૂં ઉપનયન અવશ્ય કરાવવું જોઈએ.

પરન્તુ ઉપનયન કરાવવાને માટે શિવજી મહારાજને મોટું સંકટ આવી પડયું, કેમકે શિખા (ચોટલી) રાખ્યા સિવાય સંપૂર્ણ બ્રાહ્મણ નથી થઈ શકતો એવું શાસ્ત્રનું વચન છે. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં વિષ્ણુ અને શિવ એ બેઉને સૂઝી આવ્યું કે શિવજીના કંઠમાં શેષનો નિવાસ છે. જો એ બ્રહ્માની શિખાસ્થાપનનું કાર્ય કરી લે તો અત્યુત્તમ છે. ત્યારે શિવજીએ શેષને કહ્યું કે:

प्रिय पुत्र माझा । योगी पांग करतील तुझा ॥
मोक्षपद प्राप्त द्विजा । तुझे चेनी ॥८९॥

सर्वांमाझी तुज आदी । मान देतील सुबुद्धि ॥
तुझे नियोगे तत्काळ सिद्धि । ब्राह्मणत्वाची होईल॥९०॥

तुज वांचून जगा माजी । पवित्रता नव्हे सहजी ।
व्रत बन्धादि सर्व काजी । सन्मानि तेल तूं तेची ॥९१॥

सकल तीर्थी तुजसी जाण, सर्वदा देतील सन्मान ॥
गोहत्यादि पापें सम्पूर्ण, तुझे हस्तें निरसती ॥१०३॥

आणि भ्रतारा विणज्याज्यानारी । अति अपवित्र ॥
निर्धारी । तयाची शुद्धि तुझेंनिकरी । होईल जाण॥१०४॥

दानव यक्ष किन्नर, चारी वर्ण याति समग्र ॥
तुझेनि हस्ते अति पवित्र, जगा माजी होतील ॥१०५॥

आणि जोगी सन्यासी, मुनि जन आणि सन्त ॥
ऋषी । ते उद्धरतील तव हस्तेसी । निश्चये ॥१०६॥

तुं मारो व्हालो पुत्र छे, योगी लोक तारा चरणोनी वंदना करशे. हे द्विज ! ताराथी मोक्ष पद प्राप्त थशे ॥८९॥ बुद्धिमान लोक सर्वनी पहेलां तने मानशे. तारी कृपा वडे ब्राह्मणत्वनी सिद्धि तत्काल थशे ॥९०॥ तारा विना संसारमां पवित्रता नहि थाय, उपनयन आदि सर्व कर्मोमां ताई सन्मान थशे. ॥९१॥ सर्व तीर्थोमां हमेशां

તારેજ સન્માન થશે ગોહત્યાદિ સંપૂર્ણ પાપોનું નિવારણ તારા હાથથી થશે. ॥૧૦૩॥ જે જે સ્ત્રી પતિ રહિત (વિધવા) થશે તેને અતિ અપવિત્ર સમજવામાં આવશે, તેની શુદ્ધિ પણ તુંજ કરશે ॥૧૦૪॥ સંસારમાં જે કોઈ દાનવ, યક્ષ, કિન્નર, ચારે વર્ણ અને સંપૂર્ણ જાતિઓ છે, તેની શુદ્ધિ તારા હાથથીજ થશે. ॥ ૧૦૫ ॥ યોગી, સન્યાસી, મુનિ, સંત અને ઋષિ. વગેરે સર્વનો તારાજ હાથથી ઉદ્ધાર થશે ॥૧૦૬॥

આ સાંભળીને શેષને ઘણો આનંદ થયો અને શિવજીના નાભિ કમળમાંથી ઉત્પન્ન થવાને તૈયાર થયા: અને તે પ્રમાણે નાભિકનો અવતાર થયા પછી તેને શિવજીએ વરદાન આપ્યુ.

**या नाभिका वाचोनी, वेद मंत्र शून्य जाणी ॥**
**येणे हस्ते महान मुनी उद्धर तील ॥**
**नाभिक पुराण अ. २ । श्लो. ४८ ॥**

આ નાભિકની વાણી સન્મુખ વેદમંત્ર શૂન્ય સમજવો જોઇએ. એના હાથથી મોટા ઋષિ મુનિઓનો ઉદ્ધાર થશે.

એજ નાભિક દેવના હાથથી શુદ્ધ થઈ ગયા પછી બ્રહ્માજીનો ઉપનયન સંસ્કાર થયે અને ગૌતમાદિ ઋષિઓના ગોહત્યાદિ પર્યંત પાપોનો નાશ પણ નાભિક દેવ કર્યો. એનાંજ સંતાન કાલાન્તરમાં નાભિક અને પછી નાપિત કહેવાયાં અને આજકાલ નાયી કહેવાય છે.

શિવજીને બે પૌત્ર થયા બ્રહ્મા અને નાપિત. બ્રાહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું માથે લીધું અને નાપિતે તેમને સંસાર સાગરમાંથી પાર ઉતરવાનું કામ (duty=ડયુટી) લીધું! બ્રહ્મા અને નાયી ભાઈ

છે અને બ્રાહ્મણ બ્રહ્માના પુત્ર છે. આ હિસાબે નાયી-બ્રાહ્મણનો. કાકા-ભત્રીજાનો સંબંધ થાય છેઃ—




ઉપરોક્ત કથા, કથાના પ્રેમીઓને ઘણી પ્રીય લાગશે પરંતુ દાર્શનિક દષ્ટિથી એનું સન્માન નહીં થઈ શકે. કેમકે એવી જેટલી જેટલી કથાઓ છે તેમાં પરમાત્માને શરીરધારી માન્યા છે, પરન્તુ પરમાત્મા શરીરધારી નથી.

વેદમાં લખ્યું છે કેઃ

**ओं स पर्य्यगाच्छुक्रमकायमव्रणमस्नाविर शुद्धमपापविद्धम्।।**

**यजुर्वेद अ. ४० । म. ८ ।।**

પરમાત્મા સર્વવ્યાપક, પવિત્ર, કાયા ( શરીર ) રહિત, ફોલ્લા ફોલ્લી, નાડી અને નસોના બંધન રહિત, શુદ્ધ અને પાપથી શૂન્ય છે. કેમકેઃ—

(૧) શરીર અનેક અવયવોનો બનેલો પદાર્થ અને અવયવ નિત્ય થઇ શકતા નથી. પરમાત્મા નિત્ય છે.

[૨) શરીરધારી હંમેશાં એકદેશી હશે અને એકદેશી સર્વ-વ્યાપક નથી થઇ શકતો અને નથી વિશ્વનું પાલન, પોષણ અને ધારણ

કરતો. પરમાત્મા સર્વદેશી ( સર્વવ્યાપક–વિભુ ) છે વિભુનું શરીર કદાચિત્ હોઇ શકતું નથી.

મને જ્યારે કોઇ પૂછે છે કે " નાયાની ઉત્પતિ કેવી રીતે થઇ ? " ત્યારે મને ઘણું હસવું આવે છે કે કેવો અજબ પ્રશ્ન છે ! હું પુછું છું કે ગૌડ, સનાઢ્ય, સારસ્વત, બ્રાહ્મણ, ક્ષત્રિ વૈશ્ય, લુહાર સોની, સુથાર, એમની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? અરે ભાઇ ! હું તો કોઇને પણ નાક, કાન, શીંગ, પૂંછથી ઉત્પન્ન થતાં જોતો નથી. બધાય માતા પિતાના સંયોગથી અને ઇશ્વર કૃપાથી માતાના ગર્ભ-દ્વારા જન્મ લેતાંજ નજરે પડે છે. શું કોઈ ભાઇએ કોઇપણ મનુષ્ય એવો જોયો કે જે માતાની જનનેન્દ્રિય વિના બીજી કોઇ જગાએથી નીકળી પડયો હોય અથવા આકાશમાંથી કૂદી પડયો હોય ? તો પછી આ પ્રશ્ન કેવો ?

## મારો વૈદિક સિદ્ધાન્ત.

જેવી રીતે સંપૂર્ણ વિશ્વની ઉત્પત્તિ* થઈ તેવીજ રીતે નાયાની પણ ઉત્પત્તિ થઈ. આજથી ૧૯૭૨૯૪૯૦૨૩ વર્ષ પૂર્વે જ્યારે પરમપિતા પરમાત્માએ અન્ય સંપૂર્ણ સૃષ્ટિને રચી દીધી ત્યારે મનુષ્ય જાતિને જન્મ આપ્યો, અને એકજ સાથે અનેક યુવાન સ્ત્રી પુરુષો ઉત્પન્ન થયાં. કોઇના માથા પર ( કપાળ પર ) એમ નહોતું લખ્યું કે તું બ્રાહ્મણ છે, તું ક્ષત્રિ છે વગેરે. અને કોઇની પીઠપર આ વાતની છાપ નહોતી કે તારે અમુકજ કર્મ કરવાનાં છે. ભગવાને મનુષ્યને કર્મ કરવાની સ્વતંત્રતા આપી કે જે ચાહે તે કરે

---

* હું સૃષ્ટિ ઉત્પત્તિ વિષય પર એક પૃથક પુસ્તક લખવાનો પ્રયત્ન કરીશ, જેમાં વૈદિક સિદ્ધાંન્તાનુસાર સૃષ્ટિ ઉત્પતિનું વ્યાખ્યાન હશે ( વર્ણન હશે ) અને તેમાં પાશ્ચાત્ય વિદ્વાનોની Nebula System અને હમારા હિરણ્ય ગર્ભનું પણ વર્ણન હશે.

અને તેની બુદ્ધિનો ઉપયોગ કરવાને માટે ઇશ્વરે પોતાની અસીમ દયાથી સૂર્યવત્ ' વેદ ' નો પ્રકાશ કર્યો, જેની આજ્ઞાનુસાર એક મનુષ્ય જાતિએ પોતાની ચાર વર્ણમાં વહેંચણી કરી-પોતાના ચાર વિભાગ પાડયા.

**ओंब्राह्मणोऽस्य मुखमासीद्बाहु राजन्यः कृतः ।**
**ऊरू तदस्य यद्वैश्यः पद्भ्या ँ शूद्रोअजायत ॥**
**यजुर्वेद अ. ३१। म. ११**

"**ब्राह्मणोऽस्य मुखमासीत**"—મનુષ્ય દેહમાં જે મુખનાં ગુણ-કર્મ છે, તેજ ગુણ-કર્મ મનુષ્ય જાતિ રૂપ દેહમાં બ્રાહ્મણનાં છે. મુખ ( શિર ) માં સંપૂર્ણ જ્ઞાનેન્દ્રિયો-કાન, નાક, આંખ, જીભ અને ચામડી છે, જેથી સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જે થોડું જાણે તેને કહી દેવું—ઉપદેશ કરવા એ મુખનું મુખ્ય કામ છે. આજ —કર્મ બ્રાહ્મણનાં છે.

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।**
**दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥**
**मनु. १ । ८८ ॥**

વેદ ભણવા, ભણાવવો; યજ્ઞ કરવો, કરાવવો; દાન દેવું ( વિદ્યા-દિનું ) અને લેવું એ ૭ કમ બ્રાહ્મણનાં છે,

"**बाहूराजन्यः कृतः**"—જે હાથનું કામછે તે ક્ષત્રિનું કર્મ છે. એક જ્ઞાનેન્દ્રિય ચામડી હાથ ઉપર પણ છે જેથી ઠંડા ઉનાનું જ્ઞાન થાય છે. હાથનું કામ સંપૂર્ણ શરીરને આપત્તિઓથી બચાવવાનું છે એટલા માટે:—

**प्रजानां रक्षणं दान मिज्याध्ययनमेवच ।**
**विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥**

**मनु. १ । ८९.**

પ્રજાની રક્ષા કરવી, દાન દેવું, યજ્ઞ કરવો, વેદ ભણવો અને વિષયાશક્તિમાં ન પડવું એ ક્ષત્રિના ગુણ—કર્મ છે.

" **उरू तदस्य यद्वैश्यः** "—જે કર્મ--ધર્મ ઊરુ ( જંઘાની ઉપરનો ભાગ ) નાં છે, તેજ કર્મ--ધર્મ વૈશ્યનાં છે. ચામડી જંઘા ઉપર આવેલી છે, જેથી જ્ઞાન ને પણ પ્રાપ્ત કરે.

અર્થાત્—

**पशूनां रक्षणं दानमिज्याध्ययन मेव च ।**
**वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥**

**मनु. १ । ९० ॥**

પશુઓની રક્ષા કરવી, દાન દેવું, યજ્ઞ કરવો, વેદ ભણવો, વેપાર કરવો, વ્યાજ લેવું * અને ખેતી ન કરવી એ વૈશ્યનાં ગુણ—કર્મ છે.

" **पद्भ्यांछंशूद्रोऽजायत** "—જેમ પગ હમેશાં શીતોષ્ણ ( તાઢું ઊનું ) સહન કરેછે, સંપૂર્ણ શરીરનો ભાર ઉપાડે છે, તેમજ

---

* સેંકડે ૧l રૂપીઆથી અધિક અને ૧l રૂપીઆથી ઓછું વ્યાજ ન લે. મૂળ ધનનાં બમણાથી વધારે મિશ્રધન [ મૂળ ધન+વ્યાજ ] કદાચિત ન લે.

શૂદ્ર પણ ઉપરોક્ત ( ઉપરની ) ત્રણ વર્ણની સેવા દ્વારા ભાર ઉપાડી લે—જ્ઞાન એ પણ પ્રાપ્ત કરે તે પ્રમાણેઃ—

**एकमेव हि शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।**
**एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥**
**मनु. १ । ९१ ॥**

શૂદ્રનું એકજ મુખ્ય કર્મ બતલાવવામાં આવ્યું છે અને તે એ કે ત્રણ વર્ણની સેવા શ્રદ્ધા પૂર્વક કરે.

આ પ્રકારની વ્યવસ્થાથી મનુષ્ય જાતિ ચાર વર્ણમાં વહેંચાઇ ગઇ અને પ્રત્યેક મનુષ્યને એવો અધિકાર હતો કે જેવા તેના ગુણ કર્મ હોય તે પ્રમાણે વર્ણત્વ પ્રાપ્ત કરે. બાકી રહેલાં અન્ય કર્મ પણ વેદ-ભગવાને ચારે વર્ણમાં વહેંચી દીધાં; એ પ્રમાણે—

**ब्रह्मणा शालां निर्मिताम् ॥ अथर्ववेद कां. ९ । सू० ३ ।**
**मं० १९ ॥**

બ્રાહ્મણની બનાવેલી શાળાને ઇત્યાદિ અર્થાત્ બ્રાહ્મણ શાળા (મકાન) બનાવે; એ પ્રમાણેઃ—

**નાયીનું બ્રાહ્મણત્વ.**

હે બ્રાહ્મણો ! તે અસ્ત્રાથી ક્ષૌરકર્મ કરો. ઇત્યાદિ ( પાછળ જુઓ ) આ વેદની આજ્ઞાનુસાર બ્રાહ્મણો ક્ષૌરકર્મ કરતા રહ્યા અને એ ક્ષૌરકર્મ કરનાર બ્રાહ્મણ કર્મકાન્ડ * વિષયના પણ પૂર્ણ વિદ્વાન હતા, એટલા માટે યજ્ઞોમાં અધ્વર્યુનું આસન પ્રાપ્ત કરતા હતા.

---

* હજુ પણ કર્મકાંડનો અધિકાંશ ક્ષૌરકર્મ કરનાર નાયી બ્રાહ્મણોનાજ હાથમાં છે. વિદ્યાહીન હોવા છતાં પણ જન્મથી મરણ પર્યંત સર્વ કર્મોમાં ' **નાયી બ્રાહ્મણ** ' સર્વત્ર આદ્ય હોય છે.

કાળની ગહન ગતિથી જ્યારે વેદધર્મ લોપ થયો અને અનેક પ્રપંચ રૂપ અંધકાર ફેલાયો ત્યારે પ્રત્યેક ધંધાના નામ પરથી જાતિનામ પડવા લાગ્યું અને દરેક જાતિ સદાને માટે પૃથક જાતિ મનાવા લાગી ઉપરોક્ત અધ્વર્યુ બ્રાહ્મણ " **નાયી બ્રાહ્મણ** " કહેવાવા લાગ્યા કેમકે નિરૂક્તમાં અધ્વર્યુને—

**" अध्वरयुः, अध्वर्युः, अध्वरं युनक्तयध्वरस्य नेता "**

**निरुक्त उपोद्घात १ । ८ ॥**

"અધ્વર્યુ:—અધ્વરયુ:—યજ્ઞનો પ્રબંધ કરનાર યજ્ઞના નેતા" કહ્યા છે અને '**નેતા**' અને '**નાયી**' એકજ અર્થના છે ( પાછળ જુઓ ) કાલાન્તરમાં વિદ્યાના અભાવે અને મુસલમાની રાજ્યના અત્યાચારથી તેનો ' **બ્રાહ્મણ** ' શબ્દ અને '**યજ્ઞોપવીત**' પૃથક થઇ ગયાં તથા અભિમાની લોકોએ નાયી જાતિનો દ્વૈપ કરી તેની યજ્ઞોપવીત જબરદસ્તીથી ઉતરાવી નાંખી—

" જેના વંશમાં વંશપરંપરાથી નામ માત્રનો પણ યજ્ઞોપવીત સંસ્કાર થતો હતો તેમનો બલાત્કારથી બંધ કરાવી દીધો. તોપણ આ મહાન્ધકારના સમયે બ્રાહ્મણ ક્ષત્રિયમાં પણ નામ માત્રનોજ ઉપનયન સંસ્કાર રહી ગયો હતો, હાલ પણ તેવુંજ ચાલી રહ્યું છે તથાપિ પોતાની તરફ ન જોતાં સોની, લુહાર, કુંભાર, તક્ષા, ગોપ, માલી, કાયસ્થ, નાપિત આદિ અનેક વર્ણોમાં જે પરંપરાથી ઉપનયન સંસ્કાર ચાલ્યો આવતો હતો તેને બંધ કરાવી સર્વને શૂદ્ર પદી આપી દીધી " [ જાતિ નિર્ણય શ્રી પં. શિવશંકરજી કાવ્યતીર્થ—આચાર્યકૃત પૃ. ૨૭૦–૨૭૧ ]

તો પણ ઇશ્વરનો ઉપકાર માનીએ છીએ કે અનેક સ્થળે હાલ

પણ નાયી લોક પ્રાચીન કાળથી–પરંપરાથી યજ્ઞોપવીત પહેરે છે. ( પાછળ જુઓ )

જ્યારથી આ લોક પોતાના સ્વરૂપને ભૂલ્યા, યજ્ઞોપવીત શૂન્ય થયા ત્યારથી કેવળ ' નાયી ' કહેવાયા અને યજ્ઞોપવીત ન હોવાથી શૂદ્ર સમજવા લાગ્યા. વિદ્યાનો સર્વથા અભાવ થઈ ગયો અને " અવધ્યું " નું આસન પણ છીનવી લેવામાં આવ્યું. પરંતુ ભગવાનની અપાર દયાથી આ જાતિએ પોતાનુ મુખ્યકર્મ–ક્ષૌરકર્મ અને નેતૃત્વનો પરિત્યાગ નથી કર્યો અને બીજી કોઇપણ જાતિએ એમનુ કર્મ (ધંધો છીનવી પણ નથી લીધુ.

વેદે બ્રાહ્મણને ' ક્ષૌરકર્મ ' કરવાની આજ્ઞા આપી ' પરંતુ આજ સારા સંસારમાં નાયી વિના એક પણ બ્રાહ્મણ એવો નથી જોવામાં આવતો કે જે ક્ષૌરકર્મ કરતો હોય ! સંપૂર્ણ વેદધર્માવલંબીઓમાં કેવળ ' **નાયી** ' છે જે આજ સુધી વૈદિક આજ્ઞાનું પાલન કરતા ચાલ્યા આવ્યા છે અને એમાં આ લક્ષણ મને બળપૂર્વક એમ **કહેવાનું સાહસ દે છે કે " 'નાયી બ્રાહ્મણ' છે.**

જેવી રીતે સંપૂર્ણ ઋષિ, મુનિ, મનુષ્ય, દેવતા અને તેમનાં કર્મ આદિકાળથી ચાલ્યાં આવ્યાં તેવીજ રીતે નાયી અને તેનું કર્મ " ક્ષૌરકર્મ " પણ ચાલ્યું આવ્યું છે.



# નાયી બ્રાહ્મણ હિતેચ્છુ

શું આપ નાયી બ્રાહ્મણ છો? તો તો તમારામાં ગાઢ જાત્યાભિમાન છે? શું તમો તમારાં ભાવિ સંતાનોની ઉન્નતિ ઇચ્છો છો? શું તમો જાણવા ઉત્સુક છો કે સારા ભારતવર્ષમાં, આફ્રિકામાં અને ખાસ કરીને ગુજરાત કાઠિઆવાડમાં જ્ઞાતિભાઈઓ પોતાની પ્રગતિ કેવી રીતે કરી રહ્યા છે? શું તમો જ્ઞાતિસમાચાર જાણવાની અભિલાષા રાખો છો? શું તમો જ્ઞાતિમાં નવીન ચેતન ઉત્પન્ન કરનારી કવિતાઓ, ભજનો, સંવાદ, શાસ્ત્રાર્થો, ચરિત્રો અને ઉત્તમ લેખો વાંચવા ઈન્તેજાર છો? જો આ બધાનો જવાબ તમો "હા" આપતા હો તો ૫ વર્ષથી ઉત્તમ જ્ઞાતિ સેવા બજાવતું તથા ગુજરાત કાઠિયાવાડ નાયી બ્રાહ્મણ સભા તરફથી પ્રકટ થતું માસિક "**નાયી બ્રાહ્મણ હિતેચ્છુ**" વગર વિલંબે રૂ. ૧-૪) નો નીચેના શિરનામે મનીઑર્ડર કરી મંગાવો:—

તંત્રી 'નાયી બ્રાહ્મણ હિતેચ્છુ'—**નડિઆદ.**

# नायी ब्राह्मण

**नायी जातिका सर्वोत्तम पाक्षिक पत्र है जो प्रति अष्टमीको कानपुर नगरसे निकलता है। इस पत्रमें जाति सुधार सम्बन्धी उत्तमोत्तम लेख कवितायें और समाचार आदि प्रकाशित होते हैं। जातिपर जो दूसरे लोग आक्षेप करते हैं उनका मुंह तोड़ उत्तर देना इसका काम है। वार्षिक मूल्य केवल २) अग्रिम है। मिलनेका पत्ताः—**

प्रबन्धकर्त्ता—**'नायी ब्राह्मण' कानपुर.**

